# विवर्तलीला



आवर्तबुद्बुदतरंगमया विवर्ताः

નરસિહરાવ ભોળાનાથ

# विवर्तलीला



आवर्तबुद्बुदतरंगमया विवर्ताः

નરસિંહરાવ ભોળાનાથ

# विवर्तलीला

રચનાર તથા પ્રકાશક
**નરસિંહરાવ ભોળાનાથ**
( મરીન વિલા, ખાર )

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ
મુંબાઈ

વિ. સં. ૧૯૮૯ ઈ સ. ૧૯૩૩

કિંમત રૂા. ૧-૮-૦

# અર્પણ.



( ઉપજાતિ—વસન્તતિલકા )

અરણ્યમાં એકલપંથ ખેડ્યો,
સાથે સખીએ ઉરભાર ઝીલ્યો,
જોતાં રહ્યાં પ્રેમલ જ્યોતિ ભાવે,
જ્યહાં અન્ધકારતણું જોર ન કાંઈ ફાવે. ૧

નિશ્ચિન્ત એ પંથ વટાવતાં જો,
જૂના વ્રણોને રૂઝ આવતાં જો,
પડ્યો હમારે શિર વેગ સાથ,
આ શો નિરભ્રનભમાં થકી વજ્રપાત! ૨

( અનુષ્ટુપ્ )

પ્રભાતે મિત્રની પાસે ભિકસાગોતમીની કથા;
'તોલો રાઈ'તણી મ્હેં જો વર્ણવી, ન ધરી વ્યથા. ૩

ન જાણ્યું એ ક્ષણે દૂત મૃત્યુનો દૂર દેશથી;
આવેલો માહરું દ્વાર ઠોકતો ગુપ્ત વેશથી. ૪

( ઉપજાતિ—વસન્તતિલકા )

અનન્તતાસિન્ધુ વિશેથી આવી,
અનન્તતાસિન્ધુ વિશે સમાઈ,
મધ્યાન્તરે રંગ અનેક ધારી,
ચાલી ગઈ તું સહસા પ્રિય પુત્રી મ્હારી! ૫

આઘાત આ કેમ સહી રહીશું ?
આઘાત એ એમ સહી રહીશું,
પૂર્વે સખા જેમ જ ધીરબાવે,
જૂના જ એ અનુભવો બળ દિવ્ય લાવે. ૬

હા ! રમ્ય રંગો ધરતા અનેક,
મનોરથો બુદ્દબુદરૂપ છેક,
વિલુપ્ત થાતાં તુજ સંગ બેટી !
એવું દશા વિષમ ક્ષોભ અસહ્ય દેતી. ૭

અસહ્યને સહ્ય બનાવનારો,
અંધારમાં જ્યોતિ ઝગાવનારો,
સમર્થ જાદૂગર એક આવ્યો,
સીધા ઉપાય દુખના મુજ કાજ લાવ્યો. ૮

(માલિની-હરિણી)

પળભર વિરમે તું, જાદુ ત્હારો ન માણું,
ઉરથકી ઊભરાતાં નેત્રનાં નીર રાખું;
શ્રમ કરી બહુ જો ! મ્હેં સંયમે રૂંધિયાં એ;—
हृदमशरणैरव्याप्येव प्रसीद नु रुद्यते ૯

(ઉપજાતિ-વસન્તતિલકા)

વિવર્તલીલા તણી ટિપ્પણીને,
સહાયતા અર્પી રસે થકી ત્હેં,
અપૂર્ણ એ તો રહી ને તું ચાલી,
તો અર્પું ગ્રન્થ તુજને મુજ બેટી વ્હાલી ! ૧૦

મરીન વિલા, ખાર તા૦ ૭-૧૧-૩૨

# વિવર્તલીલા

| લેખનો અંક | લખ્યા તારીખ | પ્રગટ થયો તે 'વસન્ત'નું વર્ષ તથા માસ | | |
|---|---|---|---|---|
| ૧ | ? | શ્રાવણ | સંવત્ | ૧૯૭૪ |
| ૨ | ? | આશ્વિન | ,, | ,, |
| ૩ | ૮–૧૧–૧૮ | માર્ગશીર્ષ | સંવત્ | ૧૯૭૫ |
| ૪ | ૨૭– ૨–૧૯ | માઘ | ,, | ,, |
| ૫ | ૨૦– ૫–૧૯ | ફાલ્ગુન | ,, | ,, |
| ૬ | ૩૧– ૫–૧૯ | ચૈત્ર | ,, | ,, |
| ૭ | ૧૬–૧૧–૧૯ | આશ્વિન | ,, | ,, |
| ૮ | ૧૯– ૬–૨૧ | જ્યેષ્ઠ | સંવત્ | ૧૯૭૭ |
| ૯ | ૨૮– ૯–૨૧ | શ્રાવણ | ,, | ,, |
| ૧૦ | ૮–૧૦–૨૧ | માર્ગશીર્ષ | સંવત્ | ૧૯૭૮ |
| ૧૧ | ૮– ૫–૨૪ | આષાઢ | સંવત્ | ૧૯૮૦ |
| ૧૨ | ૧–૧૧–૨૪ | ભાદ્રપદ | ,, | ,, |
| ૧૩ | ૨૭–૧૨–૨૪ | કાર્તિક | સંવત | ૧૯૮૧ |
| ૧૪ | ૩– ૧–૨૫ | માર્ગશીર્ષ | ,, | ,, |
| ૧૫ (વાંદરા) | ૧૫– ૧–૨૫ | માઘ | ,, | ,, |
| ૧૬ | ૭– ૩–૨૫ | ચૈત્ર | ,, | ,, |
| ૧૭ | ૨૯– ૫–૨૬ | આષાઢ | સંવત્ | ૧૯૮૨ |
| ૧૮ | ૩૦– ૪–૩૨ | ફાલ્ગુન | સંવત્ | ૧૯૮૮ |
| ૧૯ | ૨૮–૧૦–૩૨ | આશ્વિન–કાર્તિક | | ૧૯૮૮+૧૯૮૯ |



# નિવેદન

આ લેખમાળા 'વસન્ત'ના અંકોમાં જુદે જુદે વખતે પ્રગટ થઈ હતી, એકત્ર સંગ્રહ કરીને એ લેખોને—આ અસ્થાયિ જગતમાં, અને વિશેષ અસ્થાયિ સાહિત્ય જગતમાં બને તેટલું સ્થાયિરૂપ આપવાની ઊર્મિને વશ થઈને આજ વાચક વર્ગની સમક્ષ મૂકું છું.

तं सन्तः श्रोतुमर्हन्ति सदसद्व्यक्तिहेतवः ।
हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकापि वा ॥

એ પ્રાર્થના કરું તે તેમાં કવિવર કાલિદાસની વિનીતભાવના તરફ જ લક્ષ રાખીને, એ પંડિતવરના ઉચ્ચાસનની પાદુકા આગળ પણ બેસવાના મોહથી નહિ.

આ પ્રકારની લેખમાળા ગુજરાતી સાહિત્યમાં પ્રથમ લખાઈ જાણી નથી તેથી. તેમ જ એ લેખો વિવિધ પ્રશ્નો ઊંડા મનન કે અવગાહન વિના અદ્ધર અદ્ધર છેડવા છે તેથી, આ પ્રકારની પ્રાર્થના કરી છે.

હેમાં સ્પર્શ કરેલા વિવિધ પ્રશ્નોનું તત્ત્વદર્શનરૂપે ઉદ્ઘાટન કરવાનો અભિલાષ રાખ્યો જ નથી. ('જ્ઞાનબાલ'નો એ દિશામાં અધિકાર જ નથી.) માત્ર વિશ્વમાં ગુપ્ત વાગતા મહાવાદિત્રના છૂટક છૂટક તાર અલ્પ અંગુલિસ્પર્શ વડે છેડીને દૂર ઊભા રહેવું એ જ ઉદ્દેશ હતો.

મ્હારા અધિકાર વિશે અશ્રદ્ધા—એ જ મુખ્ય કારણને લીધે લેખ માળામાં લેખકનું નામ 'ज्ञानबाल' એમ જ રાખ્યું હતું. તે છેક ૧૫ મા અંક સુધી બહુ અંશે ગુપ્ત રહ્યું. એ અંકની છાપખાના માટેની નકલ નીચે તારીખની પૂર્વે 'બાંદરા' એમ સ્થલનિર્દેશ ભૂલ્યમાં જ મ્હારી પુત્રી લવંગિકાથી થઈ ગયો. તેથી એક ચતુર મિત્રે મ્હને પકડી કાઢ્યો, તો તે માટે ખેદ પણ નથી.

આ પુસ્તકરૂપમાં મ્હારા લેખો પ્રગટ કરવા દેવા માટે 'વસન્ત'ના તન્ત્રાધિકારી, પ્રો. આણન્દશંકરનો હેમના એ સૌજન્ય સારું, ઉપકાર માનુંછું.

અરીન વિલા, ખાર,
નોવ્હેમ્બર તા૦ ૯ મી ૧૯૩૨.

નરસિંહરાવ ભોળાનાથ.

# विवर्तलीला

## ( १ )

एको रसः करुण एव निमित्तभेदा-
द्भिन्नः पृथक्पृथगिवाश्रयते विवर्तान् ।
आवर्तबुद्बुदतरङ्गमयान्विकारा-
नम्भोयथा सलिलमेव तु तत्समस्तम् ॥

મહાકવિ ભવભૂતિનો આ શ્લોક મ્હારા પ્રયોજનમાં બહુ સારી રીતે અહિ આવે એમ છે. ઉત્તરરામચરિત નાટકમાં એક પ્રસંગે પ્રસ્તુત શ્લોકમાંનું અવલોકન છેઃ રામને પ્રસંગે ત્ય્હાં કરુણ રસ જ સર્વત્ર વ્યાપેલો હતો, છતાં જુદાં જુદાં નિમિત્તને યોગે જુદા જુદા રસનાં રૂપ પ્રગટ થયાં હતાં, જુદા જુદા વિવર્તનો ભાસ થતો હતો; જેમ આવર્ત (પાણીમાંના ભમરા), બુદ્બુદ (પરપોટા), તરગ (મોજા), હેવા હેવા રૂપના વિકાર પાણીના થાયછે, પરંતુ તે સમસ્તરૂપે, પોતાનાં પૃથક્ રૂપ, વિકૃતરૂપ, પોતાની પ્રકૃતિમાં સમાઈ જતાં તો, બધુ પાણી જ છે, તેમ.

આ શ્લોકનું મ્હારે શું પ્રયોજન છે તે થોડી વાર પછી જણાવાશે. હાલ તો એક શંકા પ્રગટ કરીને, હેનું સમાધાન સાધ્યા વિના જ, ચાલ્યા જવુંછે. શંકા આઃ– એક ભાગમાં કવિ વિવર્ત શબ્દ વાપરેછે, રજ્જુને અંધારામાં જોનારને સર્પનો ભ્રમ થાય ત્ય્હાં વસ્તુતઃ રજ્જુ છે તે સર્પરૂપે–માયાને બળે—ભ્રમબુદ્ધિથી–વિવર્ત પામેછે, તે દર્શાવનારી વિવર્ત સંજ્ઞા વાપરીછે, અને તરત ઉદાહરણો પરિણામ વાદને ઉચિત આપી વિકાર શબ્દ યોજયોછે; સુવર્ણના જુદા જુદા ઘાટ, કુંડલ, કડું, ઇત્યાદિ વિકાર છે, ત્ય્હાં સુવર્ણ તે તે ઘાટરૂપે પરિણામ પામેછે, પરંતુ અંતે તો બધું સુવર્ણ જ છે, અથવા પ્રસ્તુત શ્લોકમાં

આપેલાં દૃષ્ટાન્ત પ્રમાણે, આવર્ત, બુદ્‌બુદ, તરંગ ઇત્યાદિ વિકારો ભિન્ન છતાં અંતે તો પાણી જ બધું છે; અહિં પરિણામ વાદનો શબ્દ વિકાર વાપર્યોછે; તેમ દૃષ્ટાન્તો પણ પરિણામવાદને યોગ્ય આપ્યાછે. ત્યારે વિવર્તવાદ અને પરિણામવાદ બંનેનો વિરોધ ટાળનારો સમન્વય શક્ય છે?—આ શંકા.

પ્રોફેસર આણંદશંકરે ચાર વર્ષ ઉપર મુંબાઈ યુનિવર્સિટીને અંગે વેદાન્તનાં ભાષણો કર્યાં હતાં. તે સાંભળવાને હું જતો હતો તે પ્રસંગે આ શંકાનું યોગ્ય સમાધાન મ્હારા એ ગુરુએ કર્યું હતું; અને વિવર્તવાદ અને પરિણામવાદ વચ્ચે સુન્દર રીતે સમન્વય સમઝાવ્યો હતો. પણ એ સમઝાવવાની શૈલીના સૌન્દર્યમાં જ હું ર્‌હેવો મુગ્ધ થઈ ગયો હતો કે હવે હું તે ભૂલી ગયોછું ! સુન્દરીનું મુખ જોવામાં જ રોકાયલા રહેવાથી, ત્હેણે લુગડું કિયા રંગનું પ્હેર્યું હતું, કેવું પ્હેર્યું હતું, ઘરેણાં શાં શાં શરીર ઉપર હતાં, ઇત્યાદિ વાતો (સ્ત્રી-વર્ગની વાત જુદી, બાકી) પુરુષો તો ભૂલી જાયછે, તેમ આ કાંઈક વિસ્મરણદશા હતી. એ સમન્વયની નોંધ પણ જડતી નથી, પછી સ્મરણપટ ઉપરની નોંધ ના જડે ત્હેમાં શી નવાઈ ?

***

[ "આપણો ધર્મ"માં એ સમન્વય બતાવ્યોછે, જાણ્યામાં; એ પુસ્તક લાવું?"— "અરે! આમ હું લખુંછું ત્હેમાં ડોકિયું કરીને કોણ જુવેછે?–હું પાછીથી બતાવત જ." ]

—અસ્તુ. સમન્વય અપ્રાસંગિક છે. વિવર્ત અને પરિણામ એના સ્થૂલ અર્થ અદ્વૈતશાસ્ત્રના મૂળાક્ષર પાઠરૂપે જાણ્યા જણાવ્યા તે જ આપણા પ્રસંગ માટે બસ છે.—વક્તવ્ય માત્ર આટલું જ છેઃ

સાગરના વિવર્ત–બુદ્‌બુદ, તરંગ, આવર્ત; પવનના વિવર્ત–લહરી, ઝંઝાવાત, ઇત્યાદિઃ પેલી ગુલાબકળીએ વસન્તાનિલને કહ્યું હતું જ કેની? :--

નહિ એ જુદા અનિલ બધાય;
જુદાં જુદાં રૂપ જ ધરી,
તુંનો તું આવે ફરી ફરી;
હું જાણું સઘળા તુજ ફંદ,
કો ઘડી ચંડ તું કો ઘડી મન્દ;
કો ઘડી ઝીણો સ્વર કરી ગાય,
કો ઘડી ગાજી તું ધુંધવાય;
તું જાતે છે એક જ એક,
ધારે રૂપ અનેક અનેક;

ઈથરના વિવર્ત–પ્રકાશના જુદા જુદા ઓઘ;
અનાહતનાદના વિવર્ત–આહતનાદનાં જુદાં જુદાં રૂપો;

તે રીતે જ્ઞાન–મનન–ના વિવર્તતરંગોને, અનેક ભિન્ન ભિન્ન સંગે ઉદ્‌ભવ પામેલાને, સ્થૂલરૂપમાં ગ્રહણ કરી લઇને આ 'વિવર્ત–લીલા' નામની નોંધમાં પૂરી રાખવાની ઇચ્છા થઇછે. એ લીલા જ્યહાં સૂધી નભશે ત્યહાં સુધી ઠીક, નહિ તો પછી તો અંતે—

"લીધી સંકેલી હરિયે વિચારી પ્રબલ નિજ માયા રે,"

તો હરિના આ અલ્પદાસને અલ્પલીલા સંકેલી લેતાં શી વાર લાગશે ?

* * *

હું 'વિચાર' શબ્દ જાણી જોઇને ટાળુંછું. જ્ઞાનની નિર્વિકલ્પ દશા તે વિચાર નથી; એ અક્ષુબ્ધ સિન્ધુમાં જે વખતે સવિકલ્પ સ્થિતિ પ્રવેશ પામે તે વખતે चिन्चर (ગતિક્રિયા) થાય અને 'વિચાર' ઉત્પન્ન થાય. આ જ જ્ઞાનના નિર્વિકલ્પ સિન્ધુપરના વિવર્ત; પાણી ધોળા, લાલ, લીલા, પીળા રંગના કાચના પ્યાલામાં મૂક્યાથી તે તે

રંગનું જણાશે, બાકી જાતે પાણી રંગ વિનાનું જ છે; તે પ્રમાણે જ્ઞાનના, મનનના, વિવર્તો નિમિત્તભેદે ભિન્ન ભિન્ન રૂપ ધારેછે; એ વિવર્ત, મનનસિન્ધુના

"આવર્ત, બુદ્‌બુદ, તરંગ, બધા વિકારો;"

હેની લીલા જોઉં, જોવડાવું; વધારે મનોરથ નથી.

દ્વૈતમાં અદ્વૈત જોનારો હું નથી; અદ્વૈતમાં દ્વૈત જોનારો છું; છતાં અદ્વૈત મતમાંની સામગ્રી શા માટે લઉંછું ? કારણ સ્પષ્ટ છે. અસંબદ્ધ વાત છોડી, વિવર્તલીલાદર્શન જ કરીશું.

* *

વિવર્તલીલા એમ નામ મ્હેં આ મનનમાળા માટે શા માટે મૂક્યું તે ઉપર નોંધ્યું. એમ થાયછે કે તત્ત્વદર્શનમાંથી બીજું દૃષ્ટાન્ત સ્વીકારીને માત્ર પ્રતિબિમ્બદર્શન જેવું નામ લીધું હોત તો ? Reflections=૧-વિચાર; ૨-પ્રતિબિમ્બ,—એમ છે. તો બ્રહ્મ તે બિમ્બ અને તે ઉપાધિ (=માયા)માં પ્રતિબિમ્બિત થયાથી આ phenomenal world રૂપધારી બાહ્ય જગત્ ( જીવાત્માસહિત ), પ્રગટ થાયછે; જેમ ચન્દ્ર એક જ છે, પણ જલ, મુકુર, ઇત્યાદિ ઉપાધિમાં પ્રતિબિમ્બિત થઈને અનેક જણાયછે તેમ. બ્રહ્મ-દૂર, દૂર, અતિ દૂર રહેલું—અગ્રાહ્ય તત્ત્વ ગ્રાહ્ય આ રીતે જ થાય,—ઉપાધિમાં પ્રતિબિમ્બિત થાય ત્ય્હારે. ( બાલકૃષ્ણે चंदा खेलनवा दे मोरी मैया ! એમ જક કરી ત્ય્હારે યશોદાએ થાળીમાં પાણી ભરીને પ્રતિબિમ્બચંદ્ર આપ્યો તે કથામાં અગ્રાહ્યને ગ્રાહ્ય બનાવવાનું આ તત્ત્વ, તેમ જ ઉપરના પ્રતિબિમ્બવાદનું તત્ત્વદર્શન ગૂઢ રૂપે હશે ? )—આ રીતે, મનનતત્ત્વના અતિ દૂર અગ્રાહ્ય સ્વરૂપને હેનાં સ્થૂલ પ્રતિબિમ્બ વડે ગ્રાહ્ય કરવાના પ્રયાસને પ્રતિબિમ્બદર્શન નામ આપ્યું હોત તો પણ ખોટું ન્હોતું. પરંતુ પ્રથમ ગમેલું નામ વિવર્તલીલા જ નામ પાડુંછું; હેમાં પ્રતિબિમ્બદર્શન એ નામ કરતાં

કાંઈક વિનયની છાયા વિશેષ છે. માટે આપણે વિવર્તલીલા જ નામ સ્વીકારીને ત્હેમાં રમીશું.

*

એક શબ્દ પ્રસ્તાવરૂપે ઉમેરું. एको रसः करुण एव એ વાક્યમાં મ્હારી 'વિવર્તલીલા'ને સંબંધે करुण શબ્દનું ઔચિત્ય શું? ત્હેને બદલે मधुर एव અથવા હેવી કાંઈ શબ્દયોજના કરી હોત તો ઠીક નહિં?—આમ મ્હને ક્ષણવાર થયું. પરંતુ બીજી જ ક્ષણે વિચાર્યું કે આ જીવનમાં વ્યાપક રસ કરુણ રસ જ છે; †અને આ જીવનના આનન્દ, ઉલ્લાસ, વિવિધ વિકાસ, સર્વમાં કરુણ રંગનો પાસ છે; ગમ્ભીર ચિન્તન કરતાં એ

एको रसः करुण एव निमित्तभेदाद्
भिन्नः पृथक् पृथगिवाश्रयते विवर्तान् ॥

વર્ડ્ઝવર્થે The still sad music of humanity (માનવ લોકનું, સતત કરુણ સંગીત) કહ્યુંછે તે કાંઈક આ રીતે જ; દુઃખવાદ (Pessimism) રોગાવિષ્ટ દૃષ્ટિનું દર્શન એ નથી.

માટે एको रसः करुण एव એમ જ ઠીક છે.

***

વિવર્તની ઉત્પત્તિ માયા— Illusion— માં છે. સર્વ વ્યાવહારિક જગત્ માયાની ઉપાધિમાં પ્રગટ થયેલું પ્રતિબિમ્બ છે એમ તો તત્ત્વજ્ઞાનનું એક દર્શન કહેછે જ. પરંતુ આ જીવનના નિત્ય વ્યવહારમાં illusion–માયાસૃષ્ટિનો વ્યાપાર ડગલે ડગલે નજરે પડેછે; એક અસાધારણ બુદ્ધિના બાલકની આગળ ચિત્રો મૂકતાં તે ચિત્રનાં મૂળ બિમ્બને ઝડપથી ઓળખી સકતું હતું; (ગામડાના, અસંસ્કારી, પુરુષો મ્હોટી ઉમરે પણ ચિત્રની વીગતો તો શું, પણ સ્થૂલ પ્રતિ-

---

† Our "sweetest songs are those that tell of saddest thought." Shelly 'To a Skylark.'

બિમ્બને પણ નથી ઓળખી સકતા ). એક વાર એક સાધારણ રેખાચિત્ર એ બાળકને બતાવતાં કૂવાનો આકાર એ ના ઓળખી સકયો. આ ઉપરથી ચિત્રના આલેખનનું પૃથક્કરણ કરવાનું મન થયું. રેખાઓ દોરીને ચિત્રકાર વસ્તુઓનો ભાસ કરાવેછે તે એક પ્રકારની માયાસૃષ્ટિ છે કની? માત્ર રેખાઓનો કશો પણ અર્થ છે? સીધી, વાંકી, ગોળ વગેરે વિવિધ રેખાઓથી અમુક જ આકૃતિ પ્રતિબિમ્બિત થાય એ કાંઈક કલ્પના વડે જ મનાયછે કની?* આ નહિં અને બીજી આકૃતિ પણ કલ્પાય. ચિત્રકારની કલાને ચિત્ર જોનારાના મનની મદદ પણ જોઈયે જ; છેતરાવા માટે તૈયાર રહેલા મન ઉપર જ ચિત્રનું પ્રતિબિમ્બ પ્રગટ થઈ સકેછે. પોતાના મનમાં વશેલા બિમ્બની છાયા ચિત્રના ઉપર પાડે તો જ પ્રતિબિમ્બ પ્રગટ થાય. આથી આગળ જઈયે. કવિની કવિતાસૃષ્ટિ તે પણ માયાસૃષ્ટિ નહિ તો બીજું શું? કેવળ શબ્દો—અથવા શબ્દોની સામગ્રી—વડે કલ્પનાના પટ ઉપર કવિ પણ માયાચિત્ર જ ખડું કરેછે. શ્રોતા તે ચિત્ર ક્‌ય્હારે જોઈ સકે? એ પણ માયાચિત્ર જોવાને છેતરાવા માટે મન તૈયાર રાખે ત્‍ય્હારે—અને આ વિચારમાંથી આગળ વધી ક્રમ ભરિયે. આ phenomenal world (દૃશ્ય જગત્) તે પેલા આદ્ય ચિત્રકારની ચિત્રસૃષ્ટિ†

---

* "तथाऽकारादिसत्याक्षरप्रतिपत्तिर्दृष्टा रेखानृताक्षरप्रतिपत्तेः" — શંકરાચાર્યનું શારીરક ભાષ્ય, વે. સૂ. ૨–૧–૧૪ ઉપર. આ વચન તરફ મ્હારું લક્ષ એક મિત્રે ખેંચ્યું તેથી અહિં એ નાખ્યુંછે.

† निरुपादानसंभारमभित्तावेव तन्वते ।
जगच्चित्रं नमस्तस्मै कलाश्लाघ्याय शूलिने ॥

[ काश्मीरिक नारायणभट्टप्रणीते स्तवचिन्तामणौ पद्यमिदमिति वदन्ति— આમ વામનાચાર્ય ઝળકીકર કાવ્યપ્રકાશની ટીકામાં લખેછે. એ શ્લોક 'કાવ્યપ્રકાશ,' ઉલ્લાસ ૪ માં, દૃષ્ટાન્ત ૫ માં છે. પૃષ્ઠ, ૧૩૨ )

(ન લીધી રંગસામગ્રી, જગચ્ચિત્ર તથાપિ જે
ચીતર્યું શૂન્યમાં—દેવા કલાનાથ નમું ત્હને ).

એ પ્રસિદ્ધ શ્લોક સરખાવવા જેવો છે. ઉપાદાન ( સામગ્રી )ના અને ચીતરવાના સ્થાન ( ભીંત્ય ) ના અભાવમાં માયાનું બીજ જડશે.

છે, આદ્ય કવિની કવિતાસૃષ્ટિ છે. અને તે દૃષ્ટિયે માયાસૃષ્ટિ, સુન્દર માયાસૃષ્ટિ છે. વિશેષ, એ ચિત્રસૃષ્ટિની, કવિતાસૃષ્ટિની, ક્રિયા નિરન્તર ચાલૂ જ છે. પ્લેટોનો ideas નો વાદ–ideas, દરેક પદાર્થના મૂળસ્વરૂપભૂત બિમ્બ, એક સ્વતંત્ર લોકમાં જ છે અને સર્વ પદાર્થો એ ખરા બિમ્બનાં પ્રતિબિમ્બ છે હેવો કાંઈક વાદ છે. તે વાદ આ માયાસૃષ્ટિની કલ્પના તરફ અંગુલિનિર્દેશ કરતો નથી જણાતો વારું ?

***

( Illusion ) માયાવાદનું, એક બાલકના વર્તનમાંથી, દૃષ્ટાન્ત યાદ આવેછેઃ દૂરથી એક ઘોડો આવતો હતો ત્હેને જોઇને એક અઢી વર્ષનો બાલક (ગધેડાની ભ્રાન્તિ થવાથી) બોલ્યો; " પેલું ' ધગ્ગું ' આવે ! " ( ' ગધ્ધુ ' શબ્દમાં વર્ણવ્યત્યય કરીને એ ' ધગ્ગુ ' કહેતો હતો ). પાસે ઘોડો આવવા લાગ્યો અને ધીમે ધીમે ઘોડો જ છે એમ ખાતરી થતાં " ઘોડો " છે એમ સ્પષ્ટ કબૂલ ના કર્યું, પણ કહ્યુંઃ—" ધગ્ગુ ઘોડામાં જતું રહ્યુંઃ" માયાસૃષ્ટિ પરમાર્થસ્થિતિમાં લુપ્ત થઈ ! આ ન્હાના બનાવ પર લાંબું વિવેચન શું કામ ? હેના મનનનો ઝણઝણાટ જ બસ છે. 'ધગ્ગા'નુ સંસ્કારરૂપ બિમ્બ, ત્હેનું ભ્રમના જળમાં પ્રતિબિમ્બદર્શન, ભ્રમ જતાં ઘોડાના પ્રતિબિમ્બદર્શનથી હેના બિમ્બભૂત સંસ્કારમાં 'ધગ્ગા'ના પ્રતિબિમ્બનું નિમજ્જન—આ સર્વ પૃથક્કરણ સર્વ કોઇ કરી સકશે. માટે મનનનો ઝણઝણાટ જ આનન્દપ્રદ છે; એ આનન્દને કથળાવી નાંખવો નથી.

***

હમણાં, આ સમયમાં ક્ષુબ્ધ રાષ્ટ્રિય વાતાવરણમાં કે'વા કે'વા વિવર્ત દૃષ્ટિયે પડેછે ! સ્વરાજ્યનો બુદ્‌બુદ એ એક કે'વો સુન્દર ઇન્દ્રધનુષ્યના રંગથી આકર્ષક થતો વિવર્ત છે ! Soap bubbles ( સાબૂના શીશામાંથી ઉરાડી મૂકાયલા પરપોટા )નું ચિત્ર Pears' Soap ની જાહેરખબરોમાં ઘણાએ જોયું હશે. એ છાપી કાઢેલી ચિત્રની પ્રતિનું મૂળ ચિત્ર તો એક અખ્યાત કુશળ, કલાવિધાયક

ચિત્રકારની કૃતિ છે. એ મૂળ ઉપરથી જાહેરખબર માટે પ્રતો છપાવવાને અર્થે ઘણું ભારે મૂલ ચિત્રકારને મળ્યું હતું. સાબૂનું ફીણ એક નળીને લગાડીને, પછી ત્હેને બીજે છેડેથી ફૂંક મારીને અંતરિક્ષમાં ઉરાડેલા એ ફીણના ગોળાકાર બુદ્‌બુદો તરફ આનન્દ, ઉલ્લાસ, કુતૂહલ ઇત્યાદિ ભાવભરેલાં નયનો વડે જોતો, એ ભાવનું તેજ વદનમાંથી પ્રગટ્ કરતો, એક સુન્દર બાલક એ ચિત્રમાં ચીતર્યોછે. રંગપૂરણી પણ પરિપૂર્ણ સુઘડતાભરી છે.—આ ચિત્રમાંના બાળકમાં અને સ્વરાજ્યના બુદબુદ અંતરિક્ષમાં ઉરાડીને ઉલ્લાસ પામતા આપણા બન્ધુઓમાં કાંઇ ફેર છે? નથી અને છે. ફેર ઘણો છે. સુજ્ઞોના હૃદયમાં તરત તે જણાશે. છતાં એ બુદ્‌બુદરૂપી વિવર્ત ત્યાજ્ય તો નથી જ.

***

એ Soap bubbles ના ચિત્રમાંના બાલક કરતાં પણ અતિશય સુન્દર એક બાલક હતો. નિત્ય રાત્રે કૌટુમ્બિક પ્રાર્થનાને સમયે કુટુમ્બમંડળમાં સાથે બેસતો. બોલતાં ન્હોતું આવડતું, (તોપણ દોઢ પૂણા બે વરસની ઉમર હેની થઈ હતી); બધાંની જોડે હાથ જોડીને શાન્ત બેશી રહેતો, સંગીત સાંભળતો, કોઇ હાથ જોડવા ભૂલી જાય તો નિશાની કરી હાથ જોડવાનું કહેતો.

બાલકને સંગીત ગમતું. અનેક ગીતો હેનો પિતા સંભળાવતો તે વખતે બાલક ગમ્ભીર ધ્યાન દઈ સાંભળતો.—પૂણા બે વર્ષની ઉમરે એ પરમ જ્યોતિના ધામમાં ચાલ્યો ગયો. જવાના પ્હેલા દિવસ સૂધી સંપૂર્ણ શુદ્ધિમાં હતો. એ પ્હેલે દિવસે પિતા હેની પાસે ખાટય ઉપર બેઠો; બાલકે આંગળીઓની ચપટી રચીને ઊંચી નીચી હલાવી તાલ આપવાનો અભિનય કરીને ગીત ગાવાની માગણી કરી. (એ મૂક બાલની 'ગાઓ' એ આજ્ઞા માટે એ અભિનયસંજ્ઞા હતી.)

પિતાએ પૃછ્યું: "શું ગાઉ? 'વ્યોમમંડળેથી હમે ઊતર્યાં' એ ગાઉં?" ઉત્તર, "નકારનો અભિનય; 'તેજે ઘડયાં અમ અંગ' એ

ગાઉં ?"—ના. આમ બીજાં એક બે ગીત માટે પણ નકારદર્શન. પિતાઃ— 'ત્હારે શું ગાઉં ?" ઉત્તર—પ્રભુપ્રાર્થના સૂચવનારો બે હાથ જોડવાનો અભિનય. તરત પિતાએ "જય જય પ્રભુ બ્રહ્મચિદ્ઘના, પતિતપાવના, પાપમોચના" એ ગાયું. તરત બાલક હાથ જોડીને સૂતો સૂતો એક ચિત્તે સાંભળતો રહ્યો.—બીજે દિવસે ત્રીજે પ્હોરે પતિતપાવન, પાપમોચનના ધામમાં એ અપતિત, નિષ્પાપ બાલક પ્હોંચી ગયો. મરણના સામીપ્યનું ગૂઢ ભાન, તે સમયે પ્રભુભજન તરફ જ વૃત્તિ, ઇત્યાદિ લક્ષણ આવડા બાલકમાં પ્રગટ થયાનું બીજ શું હશે? તમે કહેશો—પૂર્વ જન્મના સંસ્કાર.—હોય!—પૂર્વ જન્મની કલ્પના મ્હારી બુદ્ધમાં ગોઠવાતી નથી. હું આ બનાવનું બીજ બીજું જ જોઉછું. પરમ પિતાનો બાલકના આત્મા જોડે પરિચિત સહવાસ; સંસારમલિન આત્માઓને વિશુદ્ધ લોકની ઝાંખી કરાવવાને, ભક્તિદીપ પ્રગટાવવાને, દયાળુ પિતાની, દિવ્ય દૂતો થોડા વખત માટે જ મોકલવાની, પરમરહસ્યમય યોજના; ઇત્યાદિ અનેક સમાધાન જડશે અને ઈશ્વરના અસ્તિત્વનું, પરજીવનનું, અને હેવાં આત્મિક સત્યોનું પ્રમાણ જોઇતું હોય તો તે પણ આ ન્હાના સરખા વૃત્તાન્તમાં મળશે.



આગળ કોઈ વખતે ચિતારાની માયાસૃષ્ટિ વિશે મ્હેં ઇશારો કર્યો હતો, અને જગચ્ચિત્રના મહાન્ ચિત્રકારની માયાસૃષ્ટિનું સ્મરણ તે ઉપરથી થયું હતું. આજ એક વિચાર સ્ફુરેછે: માનવ ચિત્રકારની માયાશક્તિ અને જગચ્ચિત્રકારની માયાશક્તિ, એ બે વચ્ચે કાંઈ ભેદ ખરો? માનવ ચિત્રકારને સામગ્રીની અપેક્ષા રહેછે. ઉપાદાન તેમ જ આધારસ્થાન આવશ્યક છે; જગચ્ચિત્રકાર તો 'ન લેતો રંગસામગ્રી' અને 'ચીતરે શૂન્યમાં' હેની હેવી માયાશક્તિ છે. વળી માનવ ચિત્રકારની માયારચના સામગ્રી વડે પ્રગટ કરેલી રેખાઓમાં કલ્પનાજનિત આરોપથી પ્રગટ થાયછે. જગચ્ચિત્રકારની માયારચના માટે હેવા આરોપનો પ્રસંગ નથી; મૂળમાં જ માયાશક્તિનું અદ્‌ભુત સંચલન થઈ ચિત્રસૃષ્ટિ પ્રગટ થાયછે. એ વિલક્ષણ પ્રભાવની માયા છે, માટે જ વ્યતિરેકાલંકારનો આશ્રય લઇને કહેલુંછે કે:—

ન લીધી રંગસામગ્રી જગચ્ચિત્ર તથાપિ જે
ચીતરે શૂન્યમાં હેવા કલાનાથ નમું ત્હને.

તેથી માનવપ્રવૃત્તિની શકિતને માયા કહીશું, તો ઇશ્વરની પ્રવૃત્તિની શકિતને મહામાયા કહેવી યથાર્થ છે.

* * *

માયા અને મહામાયા—બંનેની પ્રવૃત્તિથી આપણને એક પ્રકારની 'દેખત–ભૂલી' થાયછે; દેખતાં છતાં ભૂલિયે છિયે.—આ 'દેખત–ભૂલી'ની રમત સર્વવ્યાપક પ્રસિદ્ધિની નથી એમ જણાયછે. માટે હેનું વર્ણન કરું અને પછી હેનાં બે દૃષ્ટિથી સંભવતાં પૃથક્કરણ કરીશું.—જમીન ઉપર ચાર ખૂણે ચાર વસ્તુઓ મૂકવી, અને વચમાં પ્રતિપક્ષીનો હાથ મૂકાવવો; આ રીતે:—




અહિં (क) વાળે સ્થાનકે પ્રતિપક્ષીનો હાથ મૂકાવવો. પછી બીજો રમનારો 'દેખત-ભૂલી,' 'દેખત-ભૂલી,' એમ વારંવાર બોલતો જાય, પોતાની આંગળી વડે ચારે વસ્તુ તરફ વારાફરતી, આડા-અવળી, નિર્દેશ કરતો જાય, અને અંતે કહે—'લે કલમ' કે 'લે કાતર', ગમે તે ચારમાંની એક વસ્તુનું નામ લે, પરંતુ તે જ ક્ષણે આંગળી વડે બતાવે તેથી **જુદી જ** વસ્તુ; પરિણામ એ થવાનું કે નામ દીધેલી વસ્તુને બદલે આંગળી વડે બતાવેલી વસ્તુ ઉપર જ પ્રતિપક્ષીનો હાથ પડવાનો. (રમતની મુખ્ય શરત એ કે ક્ષણભર પણ વિલમ્બ કર્યા વિના 'લે ફલાણું' કહેવાની સાથે જ તે વસ્તુ પકડવી). આ રમત ત્હમે રમી જોશો તો આ પ્રમાણે જ અનુભવ થશે. એમ કરી જોયું? અનુભવ એ પ્રમાણે જ થયો કની?

ચાલો, ત્હારે આ 'દેખત-ભૂલી'નો ભ્રમ થવાનું પૃથક્કરણ કરીશું? બે દૃષ્ટિથી પૃથક્કરણ સંભવશેઃ ભૌતિક અને અતિભૌતિક (physical અને meta-physical). ભૌતિક પૃથક્કરણ દર્શનેન્દ્રિય અને શ્રવણેન્દ્રિય વચ્ચે વેગશક્તિના ભેદદ્વારા થશે; પ્રકાશ અને શબ્દ (light અને sound) બંને એક જ ક્ષણે એક સ્થળેથી નીકળે તો પણ પ્રકાશનો વેગ શબ્દના વેગ કરતાં હજારોગણો ત્વરિત છે;—આકાશમાં ગર્જના અને વીજળી સાથે થાયછે. છતાં વીજળી દેખાયા પછી કેટલીક વારે ગર્જના સંભળાયછે; જેમ

ગાજવીજનું ઉત્પત્તિસ્થાન દૂર તેમ, રસ્તો કાપવાના લંબાણના પ્રમાણમાં, દર્શન શ્રવણના સમયમાં અંતર વધારે; બહુ જ પાસે થાય, તો અંતર ઓછું, અને વીજળી પડવાનો સંભવ વિશેષ; આ અનુભવ અને ભૌતિકશાસ્ત્રનું સત્ય જાણીતાં છે;—આ તત્ત્વના ફળ તરીકે શ્રવણશકિતને વિષયગ્રહણ કરવામાં દર્શનશકિત કરતાં કાંઇક વધારે વિલમ્બ થાયછે. આથી કરીને 'લે કલમ' કહે તે આજ્ઞાનો સંદેશો પ્હોચે તે પ્હેલાં 'કાતર' તરફ આંગળી કરે તે આજ્ઞાનો સંદેશો પ્રતિપક્ષીના મગજમાં વ્હેલો પ્હોચવાનો, અને ત્હેને અનુસરીને કૃતિ થવાની. બહુધા એમ જ બનવાનું કે ખોટી વસ્તુ ઉપર (આંગળીથી નિર્દેશ કરેલી વસ્તુ ઉપર) હાથ પ્રથમ પડશે, અને તરત જ પછી ખરી વસ્તુ ઉપર (શબ્દથી ઉચ્ચારેલી વસ્તુ ઉપર) પ્રતિપક્ષી હાથ મૂકશે. આ દ્વિરૂપ કૃતિ પ્રથમ વીજળીનું 'દર્શન' પછી ગર્જનાનું 'શ્રવણ' એ તત્ત્વનું પારણામરૂપ પ્રતિબિમ્બ દર્શાવેછે.

હવે અતિભૌતિક પૃથક્કરણ: 'લે કલમ' એમ કહેવામાં માનસિક વ્યાપારમાં એક ક્રમ વિશેષ આવે છે; આંગળીથી બતાવેલી કાતરને વિશે એ વ્યાપારમાં ક્રમ ઓછા ભરવા પડે છે. પ્રથમ પક્ષમાં, શબ્દનું શ્રવણ ઉપર પડવું, ત્યહાંથી મન ઉપર એ શબ્દની છાપ પડવી, અને એ પછી શબ્દનિર્દિષ્ટ નામ અને પદાર્થ વચ્ચેનો અર્થસંબન્ધ વિચારવો એમ ક્રમ થાયછે; બીજા પક્ષમાં અંગુલિનિર્દેશથી બતાવેલી વસ્તુનો દર્શનેન્દ્રિય જોડે સબન્ધ તે દ્વારા મન ઉપર છાપ એટલા જ ક્રમ; પદાર્થનો અર્થસંબંધ વિચારવાના ક્રમની જરૂર જ નથી ઉત્પન્ન થતી. એ ક્રમ ક્રમમાળામાંથી ગલિત થાયછે. પ્રસ્તુત ભ્રમનું અતિભૌતિક કારણ આ જણાયછે. મન ઉપર શ્રવણ અને દર્શનદ્વારા છાપ પાડવાના ક્રમ સૂધી તો ભૌતિક વ્યાપાર જ પ્રવર્તેછે, પરંતુ પદાર્થનો અર્થસંબંધ વિચારવાનો ક્રમ ભૌતિક પ્રદેશમાંથી નિકળી અતિભૌતિક પ્રદેશમાં જાયછે.

***

એક ચાર સાઢાચાર વર્ષના બાલકને આ રમત બતાવી; હેણે વચમાં હાથ મૂક્યો; 'લે પેનસિલ' એમ શબ્દોચ્ચાર કરીને 'ચાકૂ' તરફ આંગળી બતાવી; બાલકે પેનસિલને બદલે ચાકૂ પકડ્યું; ક્ષણભર બાલકનું મ્હો વીલું થયું, ક્ષણભર જ. તરત જ ઉલટો સ્હામો પ્રશ્ન બાલકે કર્યો (ચાકૂ બતાવીને): "ત્હમે હાને 'પેનછિલ' કહોછો ?" આ પ્રશ્નમાં ઉપહાસ, રમૂજી તિરસ્કાર, ઇત્યાદિ ભાવ જોડાયલા બાલકની મુખચર્યામાં ચીતરાયલા હતા. મ્હેં બહુ જણાને આ રમતમાં ભમાવ્યાછે; પણ આ પ્રકારે બુદ્ધિવિષયક પરાભવ આ બાલકને હાથે જ, પ્હેલવ્હેલો જ, મ્હને મળ્યો. અને એ ઉપરથી ઉપર બતાવેલાં બંને જાતનાં પૃથક્કરણ જડ્યાં. બાલકના ઉપર કહેલા પ્રશ્નમાં ભૌતિક પૃથક્કરણનો અંશ લુપ્ત થઈ અતિભૌતિક સ્વરૂપનું જ દર્શન થયું.

---

શ્રવણેન્દ્રિય કરતાં દર્શનેન્દ્રિયની શક્તિ વધારે વેગવાળી છે. એ તત્ત્વનું પ્રગટ રૂપ બીજા એક પ્રસગમાંથી નીકળેલું નોંધુછું. એક બે અઢી વર્ષનું બાલક બાલોપયોગી rag-book (કપડાની ચિત્રપોથી) માંનાં ચિત્રો જોતું, બતાવતુ, હતુ. એ અઢી ફુટ લંબાઈવાળાં બે પૃષ્ઠોને વ્યાપી રહેલું એક આગગાડીના એંજિનનું ચિત્ર આવ્યું; ભૂંગળામાંથી ધૂમાડાના ગોટ નીકળતા ઠેઠ બધી લંબાઈ ભરી દેતાનુ ચિત્રણ જોઈ બાલક કહેછેઃ—" આ ઇંજિનમાંથી ધૂમાયો ની...... કે......છે......" એમ ધૂમાડાના પ્રવાહની લંબાઈ, ની-કે-છે. (=નીકળેછે) એ ત્રણ અક્ષરોથી લંબાવવા ઉપરાંત આંગળી લાંબે સુધી ચલાવીને અભિનયથી પણ તે લંબાઈ દર્શાવી. અહિ "આ કેટલો બધો લાંબો ધૂમાડાનો પ્રવાહ !" એ અર્થ તે પ્રકાર દર્શાવનાર શબ્દોથી શ્રોતાના મન ઉપર છપાય તે કરતાં વિશેષ બળથી આંગળીની લાંબી ગતિ વડે તેમ જ ની...કે...છે.. એ સ્વરો લંબાવવાના કાકુરૂપ વિકાર વડે—અર્થાત્ અભિનય ક્રિયાથી મુદ્રિત થાયછે સ્વરના લંબાવવાની

કૃતિમાં વાણીનો પ્રદેશ તેમ જ કાકુરૂપે અભિનયનો પ્રદેશ પણ એકત્ર થાયછે; પરંતુ એ શ્રવણેન્દ્રિયગમ્ય છે; ખરો વ્યાપાર તો આંગળી દેખાડવાના અભિનયનો પ્રધાન રૂપે હતો. સારાંશ એ કે વાણી કરતાં મૂક અભિનયનું સામર્થ્ય આ પ્રસંગમાં વધારે. યતો વાચો નિવર્તન્તે તે ભાવ દર્શાવવા માટે અભિનયનો આશ્રય લેવો પડેછે. નટની કલામાં પણ વાણીના શબ્દોચ્ચારણ કરતાં મુખચર્યાદ્વારા અભિનય વધારે સામર્થ્ય પૂરેછે. (અલબત, અતિ-અભિનય તો પ્રયોજનસિદ્ધિથી વિપરીત જ ફલ આપે.) આ સામર્થ્યસિદ્ધિમાં એક કારણરૂપ અંશ શ્રવણ કરતાં દર્શનમાં વિશેષ વેગશક્તિ તે જણાયછે. ગૌણ અંશ હશે; પણ તેથી જ તે અંશ પૃથક્કરણની ક્રિયામાં ઝટ પકડાવો કઠણ.

***

પણ અભિનયની મૂક શક્તિ કરતાં પણ વિશેષ, શતગુણ, સહસ્રગુણ, મૂકશક્તિ સંગીતની નિર્વિવાદ સ્વીકારાશે. અર્થયુક્ત વાણીમાં પૂરાયલું સંગીત નહિં, પ્રયોજિત સંગીત નહિં, પણ અલિપ્ત સંગીત, નાદના વિલક્ષણ સ્વરૂપ વડે જ સમર્થ અસર કરેછે; તે શક્તિનો અર્થયુક્ત વાણી જોડે સંબન્ધ કશો નથી, અર્થવિયુક્ત નાદ તે જ હેની સામગ્રી છે. માટે જ એ વિશિષ્ટ અર્થમાં જ, હું એ શક્તિને મૂકશક્તિ અહિ કહુંછું. (ભાષામાં શબ્દશક્તિ જોડે આમ રમત રમવી એ દોષ ગણાય તો ઉપાય નથી; માનવ વાણીનું અસામર્થ્ય મ્હને આમ પ્રવૃત્ત કરેછે.)

મ્હને સંગીતની આ અલૌકિક શક્તિ ઉપર બહુ શ્રદ્ધા છે. મલિન સંસારના રાગદ્વેષ, હર્ષશોક,

કલહો કપટો જનમંડળનાં,
વળી દુષ્ટ વિકાર અમંગલતા,
અહિં પાર્થિવ જીવનને વળગ્યાં,
સહુ દુઃખદ જે ન રહે અળગાં;

ત્હેનો અતિ કર્કશ નાદ વિલુપ્ત કરવાનું સામર્થ્ય એ સંગીતશક્તિમાં છે. શાથી છે તે હું જાણતો નથી, જાણવાને ઇચ્છતો નથી; એ સંગીત

આ લોકમાં ઉત્પન્ન થાયછે છતાં પરજીવનનાં દીપ્તિભર્યાં દર્શન કરાવવાને સમર્થ છે, તેથી લાગેછે કે હેનું સ્થૂલ શરીર ભૌતિક છે, પણ સૂક્ષ્મ શરીર કોઇ દિવ્ય પદાર્થનું જ બનેલું હશે. આ માનવજીવનમાં અમંગલ અંશોને લુપ્ત કરવાની સંગીતની શક્તિ એક સામાન્ય અંગ્રેજી બાલગીતની ધ્રુવપંક્તિમાં સરસ રીને સૂચવાઈ છે :

Singing sweetens every life and has no
thought of wrong.

§ "સહુ જનનાં જીવનને મધુર બનાવે મનોજ્ઞ સંગીત,
જે'માં લવ નવ વસનો અપકારવિચાર કોઇ પણ રીત્ય."

ટેનિસને પણ આ સંગીતશક્તિને પોતાની તરફથી પ્રમાણ આપ્યુંછે:

The woods were filled so full with song,
There seemed no room for sense of wrong.
("The Two Voices")

§ "વનમાં સંગીત બધે હેવું ભરિયુ રહ્યુ'તું ભરપૂર,
અપકારભાનને ત્હાં સ્થાન ન દીસે કહિં જ તલપૂર."

---

આથી પણ વિશેષ સામર્થ્ય સંગીતનું બીજી દિશામાં પ્રવર્તેછે. 'સ્નેહીઓનાં સહજીવન' વિશેના લેખમાં માનવ પ્રાણીની પરસ્પર વિયુક્ત દશા વિશે ચર્ચા થયેલી વાંચી જોઈ; હેમાં એક કલ્પના આમ છેઃ—પ્રત્યેક માનવવ્યક્તિનું હૃદય અમુક મર્યાદાની પાર આત્મનિયન્ત્રિત રહી એક અપ્રાપ્ય દ્વીપરૂપ રહેછે; હૃદય હૃદયની આસપાસ અગમ્યતાનો સાગર વીંટાઈ વળેલો હોયછે; અને એક દ્વીપમાંથી બીજા દ્વીપમાં હૃદયધ્વનિ સામુદ્રધુની ઉપર થઈને પેલી પાર પ્હોચતા પ્હોચતામાં ઝાંખા થઈ જાય-

---

§ ગીતિ

છે, બદલાઈ જાયછે; અને માત્ર પરસ્પર ગેરસમઝ ઉત્પન્ન થાયછે; કાંઈ નહિ તો પરસ્પર એકતાનતા તો સધાતી નથી જ. હાવા હૃદયદ્વીપોને જોડનાર સેતુનું સ્થાન આ અલિપ્ત સંગીત લેઈ સકેછે. પરસ્પર હૃદયઓત્ર થવામાં અંતરાયરૂપ અનેક સાગરતરંગો એ સૂક્ષ્મ તત્ત્વથી બંધાયલા સેતુને ભંગ નથી કરી સકતા. સંગીતનો દિવ્ય ધ્વનિ પ્રગટ થયો, હેના સ્વરોની અદ્ભુત કમાનો રચાઈ, એટલે આપોઆપ હૃદય હૃદય વચ્ચે સંયોગ થઈ જાયછે,—જે અન્ય સાધનથી થતો નથી. પણ આ અદ્ભુત પરિણામ બંને પક્ષનાં હૃદયની તત્પરતા ઉપર તો આધાર રાખે જ છે; તેમ જ સંગીતની અલૌકિકતા ઉપર પણ આધાર છે.

* *

હાલ આપણા દેશમાં રાષ્ટ્રિય પ્રશ્નોને સંબન્ધે આપણા સ્વદેશબન્ધુઓમાં જે અસાધ્ય હૃદયભેદ થયોછે તે ભેદ સાંધવાને, હૃદયદ્વીપોને જોડનારો સેતુ બાંધનારું કોઇ અલૌકિક સંગીત પ્રગટ નહિ થાય? હાલના સમયના વિશ્વવ્યાપી મહાવિગ્રહમાં માનવ પ્રજાઓમાં પ્રચંડ વિચ્છેદ થયોછે, તે મટાડવાને દિવ્ય સંગીતની ઘોષણા સ્વર્ગનાં ઊંચાં દ્વારોમાંથી પ્રગટ નહિં થાય?—મ્હને ઘણીવાર કાંઈક ઘેલી ઉર્મિ થઈ આવેછે કે હું આકાશમાં ચઢું ને હેવી અલૌકિક સંગીતઘોષણા કરી સકું કે સર્વ માનવજાતિ એકાએક શાન્ત, સ્તબ્ધ થઈ જાય, શસ્ત્રો પડી જાય, અન્યોન્ય ઐક્ય થઈ જાય:

"સુણી જે વશવર્તિ બની ઠરતા
હરણાંસમ અબ્ધિતરંગ બધા." હેવું પરિણામ આવે.

* *

હાવી ઘેલી ઊર્મિ બીજા હેવા પ્રસંગે ખાસ ઉત્પન્ન થાયછે કે જ્યહારે પ્રિય જનો તરફથી પણ અન્યાય મળેછે, હૃદયનો વિમલ ભાવ પ્રગટ કરવાની પ્રબલ ઇચ્છા નિષ્ફલ જાયછે, સરલ હેતુના વિપરીત અર્થ થાયછે; હૃદય હૃદય ઓળખાતાં નથી. હાવી વખતે અદ્ભુત સંગીતધ્વનિ

દિવ્યશક્તિ વડે પ્રગટ કરીને આ સર્વ અશુભ સ્થિતિ લોપી નંખાય તો કેવું ?—એમ મનમાં થાયછે.—હનુમાને પોતાનું હૃદય ચીરીને રામચન્દ્રની મૂર્તિ અંદર વિરાજેલી બતાવી હતી તેમ કરવાની શકિત આપણામાં હોત તો જુદી વાત; તો પછી પરસ્પર અશ્રદ્ધા, સંશય, ઇત્યાદિ હૃદયશોષક ભાવો જનમતાં વાંત જ મરણ પામત. પરંતુ એ કરતાં વધારે સામર્થ્ય તો ખરા મહાસંગીતનું જ છે. એ સંગીતશકિત ક્યહાંથી મળે ?

***

ભવભૂતિનો મહાકવિત્વપદનો હક અન્ય રીતે સિદ્ધ હશે; પણ મ્હને તો હેના **રામ સીતા**નાં હૃદય આલેખવાની કલાના ઉપર એ હક અચલ સ્થપાયલો જણાયછે. એ બે હૃદયો વચ્ચે દ્વીપરૂપ સ્થિતિ જ ન્હોતી તો પછી હેમને પ્રસંગે સેતુની જરૂર જ ન્હોતી. કદી ક્ષણભર દ્વીપદશા માનિયે તો પણ જે'ણે લંકાના દ્વીપને સેતુબન્ધથી સાંધ્યો ત્હેને આ હૃદયસેતુબન્ધ અસાધ્ય હોય જ શેનો ?

हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम् ।

"જાણેછે ઉર તો ઊંડો પ્રીતિયોગ પરસ્પર,"

એ વચનમાં જ એ સેતુબન્ધ દશ્ય થાયછે. **સીતા** પણ શુ કહેછે?—

अहं एव्व एदस्स हिअअं जाणामि मह एसो ।

"હું જ હેમનું હૃદય જાણુંછું; અને મ્હારું એ જાણેછે." આમ દઢ સેતુબદ્ધ હૃદયો હતાં તેથી જ **રામ**ના આજ્ઞાસત્યાગને **સીતા**એ ત્યાગ સરખો માન્યો નહિ. સંગીતનું પરમ સાફલ્ય હાવા સેતુબન્ધ બાંધવામાં હું માનુંછું; માત્ર પોતાને જ થતા આનન્દલયમાં નહિ. હેવી કોઇ સંગીત-શકિત બતાવશે ? અપાવશે ? વાણીમાં એ સામર્થ્ય નથી. વાણી વડે દલીલો કરાય, શંકા સમાધાન થાય, શ્રમસાધ્ય, અસ્થાયી સંતોષ મળે, પણ સંગીતથી તો સાક્ષાત્ દર્શન—હૃદયદર્શન—સત્યદર્શન—દિવ્યદર્શન—સિદ્ધ થાય. બ્રાઉનિંગના Abt Vogler નામના કાવ્યમાં એ સંગીત-

કલાના સમર્થ ગુરના મુખમાં મૂકેલું વચન આ સંબન્ધે અન્યદૃષ્ટિથી પ્રત્યક્ષ થાયછેઃ

"Sorrow is hard to bear, and doubt slow to clear,
Each sufferer says his say, his scheme of the weal and woe;
But God has a few of us whom he whispers in the ear;
The rest may reason and welcome: 'tis we musicians know."

†શોક સ્હેવો કઠણ છે, સંશય ઝપડથી ના શમે,
સુખદુઃખવટના દાખવી ઉદ્દગાર સહુ કરતા શ્રમે;
ધન્ય થોડા મનુજને પ્રભુ મન્ત્ર ભણતો શ્રવણમાં;
બીજા વખાવે તર્કનેઃ–ગાયક રમેછે જ્ઞાનમાં.

એ પ્રભુ મ્હારા શ્રવણમાં ગૂઢ મન્ત્ર ક્ય્હારે ભણશે ?



† વિષમ હરિગીત.

ખુશીથી* ઉઠાવેલો શ્રમ ઓછું થકવેછે; થાકી જઇ નરમ થવાય એ સ્થિતિ તો આણતો નથી જ. આ અનુભવસૂત્ર બ્હુને પરિચિત છે. એ સૂત્ર કાયિક તેમ જ માનસિક શ્રમ, બંનેમાં પ્રવર્તેછે. ત્હમે પોતાની ખુશીથી વીસ માઇલ ચાલશો, અને ઇચ્છાવિરુદ્ધ, અન્યના દબાણથી, પાંચ માઇલ ચાલશો; તો એ બે વચ્ચે શ્રાન્તતાની ગ્લાનિને સંબન્ધે પરિણામ જુદાં જુદાં આવશે. દાકતરોના શાસ્ત્રગ્રન્થોમાં અનુભવસિદ્ધ પ્રમાણો આ વિશેનાં જડશે. માનસિક શ્રમની અસર આખર શરીર ઉપર થાયછે તેથી, nerves—જ્ઞાનતન્તુ અને ક્રિયાતન્તુ—એ સર્વ માનસિક અને કાયિક વ્યાપારમાં ચાલક નિદાન છે તેથી, માનસિક શ્રમમાં પણ પ્રસ્તુત સૂત્ર પ્રવર્તેછે.†

---

* क्लेशः फलेन हि पुनर्नवतां विधत्ते ( कु. सं. ६–८६ ) એ વચનમાં વળી શ્રમનું અશ્રમત્વ જુદા પ્રકારે દર્શાવાયુંછે. સફળ શ્રમ તે અશ્રાન્ત બનાવેછે એ દર્શનમાં શ્રમને અન્ત ભાગથી જોવામાં આવેછે.

† આ કારણથી મ્હારા સાહિત્યસેવક મિત્રોની ક્ષમા અત્યારે માગવામાં સુગમતા થાયછે. અભિપ્રાય માટે, અવલોકન માટે, "નિખાલસ" અભિપ્રાય અને "નિષ્પક્ષપાત" અવલોકન માટે,—પોતાની કૃતિયો મ્હને મોકલનારા અનેક મિત્રો છે; કાવ્ય, વ્યાકરણ, ઇત્યાદિ વિષયના કૂટ પ્રશ્નો, અકૂટ પ્રશ્નો, માથાકૂટ પ્રશ્નો પૂછનારા પત્રો પણ જુદા જુદા મિત્રો તરફથી આવેછે. એ સર્વેને ઉત્તર હું છૂટા નહિં લખી સકતો હોઉં: લખતો હોઈશ તો મ્હારી પ્રકૃતિની શિથિલતાનું કારણ પણ કેટલીક વાર બતાવાતું હશે. તેઓને આશ્ચર્ય થાય કે આ વિવર્તલીલામાં રમતાં પ્રકૃતિને બાધ નથી થતો? ઉત્તર ઉપરના સૂત્રમાં મળશે, અને આશા છે કે મ્હને ક્ષમા પણ મળશે.

આ સ્થિતિનું કારણ શું હશે ? બંને પ્રસંગમાં—ખુશીથી લીધેલા શ્રમમાં તેમ જ દબાણથી કરેલા શ્રમમાં,-વ્યાપાર કરનારાં nerves (તન્તુઓ) તો તેનાં તે જ, છતાં પરિણામમાં ભેદ કેમ ?

Labour of love (પ્રેમથી આદરેલા શ્રમમાં) આનન્દ, શ્રમાભાવ કેમ ? ઇચ્છા એ વસ્તુ nerves ના, cells ના, વ્યાપાર, વિકાર, કરતાં જુદી, હેની પાર રહેલી, શક્તિ હોવી જોઇયે એમ આ ઉપરથી શું નથી લાગતું ? માણસના મનમાં વિચારના વ્યાપારની પ્રવૃત્તિ તે nerves માં, cells માં, ફેરફાર તે જ છે એમ જડ-વાદનો પક્ષ છે, તે પક્ષની પરીક્ષા બાજૂએ મૂકીશું; પણ ઇચ્છાશક્તિના સંબન્ધમાં આ પ્રશ્ન એ જડવાદીઓને પૂછીશું; ઇચ્છાની પ્રવૃત્તિનું સમાધાન nerve-changes, તન્તુગણમાં ફેરફાર, એ કલ્પનાથી શી રીતે કરાશે ?—મનગમતું કામ કરતી વખતે તન્તુમંડળ સુસજ્જ, તૈયાર, હોયછે તેથી શ્રમભાર ઝીલવાને સમર્થ બનેછે; અણગમતા કામ વખતે તે તંતુમંડળ અસજ્જ, શિથિલ, હોયછે તેથી શ્રમ ખમતું નથી; પૂર્વોક્ત પ્રસંગમાં શ્રમનો આઘાત લાગતો નથી, ઉત્તરોક્ત પ્રસંગમાં આઘાત લાગેછે;—આ કારણ છે; પછી ઇચ્છા જેવી ભૌતિક બંધારણની બ્હાર રહેલી વસ્તુને અવકાશ જ નથીઃ—આમ ઉત્તર જડવાદ તરફથી મળશે. આ શું ખરું સમાધાન છે ? નથી. કારણ આ સમાધાનમાં સાધ્યસ્વીકાર જેવું થાયછે; અને પ્રશ્ન તો એ ઊભો જ રહેછે કે તન્તુમંડળની સુસજ્જતા અને અસજ્જતા એ સ્થિતિની પાછળ રહેલું પ્રવર્તક કારણ શું ? સુસજ્જ થવા માટે word of command, આજ્ઞાવચન કોણ આપેછે ? પોતાની મેળે જ સુસજ્જ થાય એ કલ્પના અગમ્ય જ બનેછે. એ આજ્ઞાવચન આપનાર-ઇચ્છા.* ઇચ્છા કોની ? તન્તુમંડળની ?—અશક્ય; અર્થહીન

---

* જડવાદ પરાકાષ્ઠાએ પ્હોંચીને—ઇચ્છા તે માણસના મગજમાંથી નીકળતો ભૌતિક સ્રાવ (excretion) છે, જેમ 'લિવર' (યકૃત્)માંથી પિત્તરૂપી સ્રાવ નીકળેછે, ત્હેવો એ પણ એક સ્રાવ છે-એમ. ઠરાવવા મથેછે. માણસ.

વાત. ઇચ્છાવાન્ પદાર્થ કોઇક તન્તુમંડળથી ભિન્ન, જડથી ભિન્ન, ચેતન-રૂપ વસ્તુ અવશ્ય ફલિત થાયછે.

*
* *

"Grounds and Principles of Religion" નામના પુસ્તકમાં હેનો કર્તા, જૉન રાઇટ, જડવાદના પ્રસ્તુત સ્વરૂપને ટૂંકામાં આમ દર્શાવેછે:—

"Some thinkers, while assenting to what has now been said as to the characteristics of human nature, consider that they are all but functions and results of material organization, that thought is produced by changes in the brain, feeling is a condition of the nerves, that man is body and nothing but the body."

(P. 25)

સારાંશ એ છે કે કેટલાક ચિન્તકો એમ માનેછે કે માનવસ્વભાવ-નાં સર્વ રૂપો ભૌતિક દેહઘટનાના વ્યાપાર તથા પરિણામ છે, વિચાર તે માત્ર મગજમાં થતા ફેરફારથી ઉત્પન્ન થાયછે, લાગણી તે nerves (તન્તુઓ)ની અમુક સ્થિતિ છે, માણસ તે શરીરથી ભિન્ન કશો પદાર્થ નથી.—આ પક્ષના ઉત્તરમાં વિચાર તે શરીરઘટનાથી ભિન્ન છે એ વાતનું પ્રતિપાદન "હું છું" એ બુદ્ધિના પાયા ઉપર રચેલી તર્ક-કોટિયોથી કરીને ઇચ્છાશકિત વિશે કાંઇક ઇશારો એ પુસ્તકમાં કર્યોછે:—

---

ના શરીરના જીવનવ્યાપારમાંના ઇચ્છાનિરપેક્ષ વ્યાપારમાંથી સામ્ય લઈને આમ જડવાદ સટકવાનું કરેછે. પરંતુ ભૌતિક સ્રાવની પેઠે આ માનસિક સ્રાવ, ઇચ્છા, જડવાદીઓ પ્રયોગશાળામાં પ્રગટ કરી પ્રત્યક્ષ બતાવી ના સકે ત્હાં સૂધી આ હેમના અતિતર્કના ઉપર અશ્રદ્ધા જ રાખીશું. સાથે સાથે એટલું પૂછીશું કે અનુકૂલ પ્રસંગે ઇચ્છાનો સ્રાવ થાય અને પ્રતિકૂલ પ્રસંગે ના થાય હેનું કારણ શું ? એ વળી ક્રિયા સ્રાવમાં બતાવશો ?

"I do not desire to enter on the controversy about 'material' and 'immaterial.' It is enough that I feel an absolute difference between thought and the things thought about, that I cannot identify conscience and will with any bodily organs, that while I recognize the close connection in this life between body and soul, I am totally unable to look on them as one and the same."

(P. 26)

( સારઃ–વિચાર અને વિચારવિષય એ વચ્ચે નિતાન્ત ભેદ લાગેછે; અન્તઃકરણ અને ઇચ્છાશક્તિ એ કોઈ કાયિક અંગ જોડે અભિન્ન કરી સકાય એમ નથી; દેહ અને આત્મા વચ્ચે આ જીવનમાં નિકટ સંબન્ધ સ્વીકારતાં છતાં એ બે એક જ વસ્તુ છે એમ માની સકાતું નથી. )

હું આટલું ઉમેરીશઃ—વિચાર અને ઇચ્છાવ્યાપાર પ્રવૃત્ત થાય તે સાથે મગજમાં અમુક ફેરફાર થાય તે ઉપરથી એ બંને વચ્ચે કાર્ય-કારણ સંબન્ધ હેવો શા માટે માનવો જોઇયે કે મગજના ફેરફાર તે કારણ અને વિચાર અને ઇચ્છા તે કાર્ય? વિપરીત કેમ નહિ?—વિચાર અને ઇચ્છા તે કારણ અને મગજમાં થતા ફેરફાર તે ત્હેનું કાર્ય—એમ કેમ નહિ? વધારે સુશ્લિષ્ટ તો એ અનુમાન છે. અથવા તો વિચાર અને ઇચ્છા એ વ્યાપારોનો મગજના ફેરફાર સાથે અભેદ અવશ્યં ફલિત શા માટે માનવો? ક્રોધ, હર્ષ, ઇત્યાદિ આવેશની સાથે કંપ, હૃદયના ધબકાર, ઇત્યાદિ થાય તે માટે એ કંપાદિક તે જ તે તે ભાવ એમ હજી કોઇયે કહ્યું નથી. અથવા એ કંપાદિક તે કારણ અને તે તે ભાવ તે તે કાર્ય એમ પણ કોઇયે ઠરાવ્યું નથી એટલો પાઠ માનીશું.

* વુઈલિયમ જેમ્સ પોતાના Psychology ના લઘુ પુસ્તકમાં (પૃષ્ઠ ૩૭૫-૩૭૬માં) વિચિત્ર કલ્પના રજૂ કરેછે કે—ભય, શોક વગેરે લાગણીઓ તે કમ્પ, રુદન, ઇત્યાદિક સાત્ત્વિક ભાવનાં કાર્ય છે. પરંતુ માનસશાસ્ત્રમાં આ કલ્પના સર્વસંમત નથી; અને મ્હારી મન્દ બુદ્ધિમાં તે નથી જ ઊતરતી.

વિચારશીલ વાચકને મનમાં ચર્વણ કરવા માટે આટલું બસ છે.
'વિવર્તલીલા'ની પ્રવૃત્તિમાં મ્હારો શ્રમ ઇચ્છાશકિતથી, આનન્દથી, આદરેલો છે. જ્યહારે એ શ્રમનું પરિણામ શ્રાન્તતામાં આવશે ત્યહારે ઇચ્છાશકિત આપોઆપ પોતાનું બળ શિથિલ કરશે અને વિવર્તલીલા બંધ થશે. અથવા તો વાચકવર્ગના મગજ ઉપર ભારરૂપ આ 'વિવર્તલીલા 'થાયછે એમ જણાશે ત્યહારે આ લીલા સંકેલી લેવાથી મ્હને દુઃખ નહિ થાય.

* * *

જડવાદને અન્યાય છેક ના આપવો જોઇયે, તેથી હેની ઉત્પત્તિ વિશે એક કલ્પના ઉપસ્થિત કરુંછું. આ વિશાળ સૃષ્ટિમાં જડ અને ચેતન એમ બે વસ્તુઓ મનુષ્યના ચિન્તનક્ષેત્રમાં પ્રગટ થયા વિના રહેતી નથી; અને તે સાથે જ એ બે ભિન્ન લક્ષણવાળી વસ્તુઓ એકત્ર શી રીતે રહી સકતી હશે, એ આશ્ચર્યવૃત્તિપોષક પ્રશ્ન ખડો થઈ બુદ્ધિને ગૂંચવનારો બનેછે. આ પ્રશ્નનું સમાધાન જુદા જુદા દર્શને જુદા જુદા દષ્ટિકોણથી તપાશીને રજુ કર્યુંછે; જડ ચેતનમાંથી શી રીતે ઉત્પન્ન થાય? ને ચેતન જડમાંથી ઉત્પન્ન કેમ થાય? આ પ્રશ્ન પણ ખૂંચ્યા કરતો જણાયો, અને દર્શનોએ સમાધાન વિવિધ આપ્યાં; શાંકર મત કહેછે જડ વસ્તુતઃ છે જ નહિ. ચેતનનું* રૂપાન્તર જ છે; અને તે માટે માયાને વચમાં આણવી પડી. સાંખ્ય મતે એ જ અસંગતિનો ખુલાસો દ્વૈત મત વડે કર્યો; જડ અને ચેતન ભિન્ન હોઈ બંને અનાદિ છે, પ્રકૃતિ અને પુરુષ બંને સમકાલીન (?) છે; પ્રકૃતિ અને પુરુષના સંબન્ધથી આ દૃશ્ય જગતની ઉત્પત્તિ છે; આમ કંઈક કલ્પના રજુ કરાઈ. બંને મતમાં કાંઈ કાંઈ તથ્યાંશ, દષ્ટિભેદપરત્વે જડશે.

* આધુનિક વિજ્ઞાનશાસ્ત્રમા હેવો સિદ્ધાન્ત થવા તરફ વલણ છે કે matter જડ પદાર્થ જેવી વસ્તુ, કાંઇ છે જ નહિં; એ સર્વ energy—અમુક બલશક્તિ—નું જ રૂપાન્તર છે. આ રીતે આત્મિક અદ્વૈત મતને નવી પુષ્ટિ મળશે પરતુ વિજ્ઞાનમતમાંનું શકિતનું પરિણામ જડ પદાર્થ રૂપે થતું મનાયછે, હેમાં અમુક નિયમનું, પ્રયોગસિદ્ધ નિયમનું, દર્શન થતું બતાવાયછે, પ્રયોગશાળામાં જેનુ પરીક્ષણ થઈ ના સકે હેવું માયા જેવું તત્ત્વ દાખલ કરવાની જરૂર રહેતી નથી. તેમ જ સર્વમાન્ય સિદ્ધાન્તરૂપે હજી આ વિજ્ઞાનની કલ્પના સ્થિરતા પામી નથી

આ સ્થિતિમાં જડ દર્શને ત્રીજો જ માર્ગ કાઢ્યો; અદ્વૈત મત સ્વીકાર્યો, પણ તે જડ અદ્વૈત—*Materialistic Monism*: ચેતન નામે પદાર્થ જ નથી; સર્વત્ર જડતા એ જ વસ્તુ છે; ચેતન તે જડ વ્યાપારનું દર્શન જ છે. આમ એ દર્શને વક્રદર્શન કર્યું. હેમાં રહેલી અરુચિયો, ભિનતાઓ, અહિં સવિસ્તર ચર્ચવાનો પ્રસંગ નથી. થોડા ઇશારા ઉપર કર્યા જ છે.

***

આ સર્વ દર્શનોના અન્ધવ્યાપાર જોઈને પરમ પુરુષ છાનોમાનો હસતો નહિં હોય ? આપણામાં sense of humonr, હાસ્યરસ માટેનું રસેન્દ્રિય હોયછે તેમ એ પરમ પુરુષમાં હાસ્યરસેન્દ્રિય હશે તો તો, કાંઈક રમૂજથી, કાંઈક કૃપા, ઘૃણા, પ્રેમ, દયા ઇત્યાદિ—ભાવોના મિશ્રણથી, મૃદુતાથી, એ માનવબાળની આ ઊંચી ફાળો જોઈને કોમળ હાસ્ય કરતો હશે. આ કલ્પનામાં પરમાત્મામાં માનવ-ધર્મારોપણ (anthropomorphism)નો દોષ આવતો હોય તો ક્ષમા કરશો, પણ અત્યારે ક્ષણિક વિચાર આવ્યો તે નોંધ્યોછે. એ વિચારબુદ્બુદમાં સૂર્યકિરણે ઇન્દ્રધનુષ્યના રંગ પ્રવિષ્ટ કરેલા જણાશે તો તે ત્હમને આનન્દિત કરશે, એ જ સાર્થક્ય.

***

એ કલ્પના તો છોડી દઈશું. પણ Sense of humour નું, રમૂજની કદર કરનારી શક્તિનું, સ્વરૂપ તથા હેના કેટલાક ગુણ જોવા જેવા છે, તે તરફ નજર કરિયે. કવિત્વશક્તિની પેઠે આ હાસ્યની રસશક્તિ પણ મેળવી મેળવાતી નથી, નૈસર્ગિક જ છે; કાવયોની પેઠે હાસ્ય, રસજ્ઞો પણ જન્મેછે, બનતા નથી. એક આઠ દસ મહિનાનું શિશુ બાટલીમાંથી દૂધ પીતું હતું; હેને રુચિ કે ઇચ્છા ન્હોતી, તેથી બાટલીનો અનાદર હેણે કર્યો; હેની પાસે ઊભેલા એક વૃદ્ધ પુરુષે કહ્યુંઃ "પી ભાઈ, પી નહિ તો હું પી જઈશ." એમ કહીને વૃદ્ધે બાટલી પોતાના મ્હોં આગળ ધરીને ટોટી અડકાડવા જેવું કરી ચૂસવાના

ચાળા કર્યા. શિશુના—વાચાહીન શિશુના—મુખ ઉપર સ્મિત હેવું રમવા લાગ્યું કે આ સ્થિતિમાં રહેલું humourનું—હાસ્યરસનું–તત્ત્વ તત્કાળ હેના મગજમાં ઊતરી ગયું હોય. હાસ્યરસની ઉત્પત્તિમાં incongruity, પ્રમાણભંગ, અસંગતિ, એ તત્ત્વ પ્રવર્તેછે; અહિં 'આવડો મ્હોટો માણસ શિશુજનયોગ્ય કૃતિ કરવા લાગ્યોછે'— એ અસંગતિનું દર્શન, તેમ જ ખરેખરું પીતો નથી, માત્ર નાટક કરીને મ્હને છેતરેછે એ જ્ઞાન—આ સર્વની તત્ત્વપરીક્ષા પૃથક્કૃતિના વ્યાપારથી ના થઈ, પણ નૈસર્ગિક રસશક્તિથી એ શિશુના મગજમાં સમન્વિત ( synthetic ) સ્થિતિ તત્કાલ એક ક્રમે જ, પ્રવેશ પામી.

આમ આ હાસ્યરસેન્દ્રિયનું નૈસર્ગિક શક્તિનું સ્વરૂપ હોવાથી મ્હારા એક તરુણ મિત્રમાં એ શક્તિનું દર્શન નથી, તે વાત હેને હું કહુંછું ત્ય્હારે હેને એમ લાગેછે કે 'મ્હને અન્યાય અપાયછે.' પરંતુ હું નિરુપાય છું. 'મ્હારામાં હાસ્યરસેન્દ્રિય છે' એમ બોલ્યાથી એ દાવો જીતાય નહિ. એ તો એ શક્તિ હોય તો વગર દાવો કર્યે જ લોકોને જણાય જ. એક દાધારંગી બાઈ હતી; હેને કોકે કહ્યું:—'ખરે, તું તો ગાંડી જ છે.' બાઇ બોલી:—'ગાંડાં! શેનાં ગાંડાં? કાળજાં બાર છે!!' આ ડહાપણના દાવામાં જ હેનું ગાંડપણ પ્રગટ થઈ ગયું. હાવો જ પ્રકાર મ્હારા તરુણ મિત્રના હાસ્યરસેન્દ્રિય માટેના દાવામાં જણાયછે.

* * *

આ તો હાસ્યરસેન્દ્રિયના નૈસર્ગિક સ્વરૂપની વાત થઈ. હેના લાભ તરફ નજર કરિયે. કોઇ માણસ કઢંગી રીતે ધબ લઈને ભોંય પડી જાય, આસપાસના જોનારા ખડખડ હશી પડે, તે હસવામાં પડનાર શામિલ થાય અથવા બીજાઓ ઉપર ક્રોધે ભરાય, એ બે પક્ષની તુલના કરો. પોતાને જ અમુક સ્થિતિની રમૂજની કદર કરવાનું સામર્થ્ય ખરેખરુ હોય તો પોતે જ એ રમૂજનો વિષય બન્યા છતાં રમૂજ જોઈ સકે, રમૂજમાં ભાગ લઈ સકે, તો ક્રોધની વૃત્તિ ઉત્પન્ન જ ના થાય. એ રમૂજની કદર ના હોવાથી જ ક્રોધ ઉત્પન્ન થાયછે.

( પોતાને પ્રમાણાતીત મહત્ત્વ આપવાની આત્મગૌરવની બુદ્ધિ પણ આ ક્રોધનું કારણ બનેછે. પણ હાસ્યરસશક્તિનું પ્રાબલ્ય ખરું હોય તો એ ગૌરવબુદ્ધિને એ દાબી નાંખે). હાવા અનેક પ્રસંગો ક્રોધને માટે જીવનમાર્ગમાં આવેછે. ક્રોધ કરતી વખતે એટલો જ વિચાર આવે કે—આ હું શા માટે ક્રોધ કરુંછું ? ક્રોધનું કારણ અને ક્રોધનો વેગ એ બે વચ્ચે કેટલું અસમ પ્રમાણ છે !—આ વિચાર આવે તો તરત પોતાને જ હસવું આવે. ક્રોધ આવ્યા પછી પણ આ વિચાર સ્ફુરવાથી ઘણાકોનો ક્રોધ સરી પડેછે અને હાસ્ય વડે પોતે જ હૃદયની-સ્થિતિ બદલી નાંખેછે. બુદ્ધ ભગવાન્ ઉપદેશ કરેછે કે...अक्रोधेन जिने कोधं ‘ અક્રોધ વડે ક્રોધને જીતવો.’ એ સત્ય છે; પણ એ અસાધ્ય છે. હાસ્યરસેન્દ્રિય વડે ક્રોધનો જય કરી સકાય એ નવું તત્ત્વ ‘ધમ્મપદ’માં ઉમેરવાની ધૃષ્ટતા કરું ?—આ રસેન્દ્રિયની કેળવણીથી અનેક ભારે અપરાધ ટાળી સકાયછેઃ અન્યને અન્યાય આપતાં રોકાઈયે છિયે, વ્યર્થ કંકાસ, કલહ, ટળી સકેછે, ઇત્યાદિ લાભનો વિચાર કરીશું તો sense of humour હાસ્યરસેન્દ્રિયની કીંમત બહુ ઊંચી અંકાશે.



પરમ પુરુષ માનવબાળની ઊંચી ફાળોને ભલે હસતો હસતો જોતો હોય. પણ પોતાનાં એ બાળકોને માટે કાળજી, પ્રત્યેકને માટે ભરણ-પોષણ, જીવનવર્દ્ધન, સર્વ પ્રકાર માટે કાળજી રાખેછે તે હેના વિશ્વંભર* વ્યાપાર (Providence)નું કરુણામય લક્ષણ છે. આપણે હેનું એ સ્વરૂપ કેટલી વાર ભૂલી જઇયે છિયે ! પરમ પિતા પોતાનાં સર્વ ક્ષુદ્રમાં ક્ષુદ્ર જન્તુને પણ જમાડીને પછી પોતે ઊંઘેછે—એ આખ્યાયિકાનું ઊંડું રહસ્ય આપણે ભૂલીને હેને હશિયે છિયે. પોતાની વિશ્વ-

*વિશ્વવ્યાપકત્વના અર્થમાં નહિ પણ વિશ્વનું ભરણપોષણ કરનાર એ અર્થમાં આ શબ્દ અહિં લેવાનો છે. પૃથ્વીનું નામ વિશ્વંભરા જે અર્થમાં છે તે સ્મરણમાં રાખો.

ઘટનાઓમાં જ સનાતન નિયમયોજના જ વિશ્વમ્ભરા છે એ તત્ત્વ તો છે જ; પણ આપણા આધ્યાત્મિક ભરણપોષણમાં એ આખ્યાયિકાનો અપૂર્વ વિનિયોગ કરવાનો છે તે પણ યાદ રાખવું જોઇયે. ફિલિપ્સ બ્રૂક્સ નામે એક ધર્મદ્રષ્ટા કહેછેઃ—

"What a vast portion of our lives is spent in anxious and useless forebodings concerning the future, either our own or that of our dear ones! Present blessings slip by and we miss half their sweet flavour and all for want of faith in Him who provides for the tiniest insects in the sunbeam. *Oh, when shall we learn the sweet trust in God* that our little children teach us everyday by their confiding faith in us? We who are so mutable, so faulty, so irritable, so unjust; and He who is so watchful, so loving, so forgiving! Why cannot we, slipping our hand in His each day, walk trustingly over that day's appointed path, thorny, or flowery, crooked or straight, knowing that evening will bring us sleep, peace and home?"

"આપણી જાતના અથવા આપણા પ્રિયજનના ભાવિ વિશે ચિન્તાપૂર્ણ અને વ્યર્થ અશુભ કલ્પના જ કરવામાં આપણા જીવનનો કેટલો બધો ભાગ આપણે ગુમાવિયે છિયે! વર્તમાન સુખો આપણી આગળ થઈને સરી જાયછે, અને એ સુખોનો મધુર આસ્વાદ અડધો તો આપણે ખોઈ દઇયે છિયે; અને તે માત્ર શા માટે? સૂર્યકિરણમાં જણાતા ક્ષુદ્રમાં ક્ષુદ્ર જન્તુને માટે પણ જે ભરણયોજના રાખેછે તે વિશ્વંભર ઉપર શ્રદ્ધાના અભાવને લીધે. અરે! આપણાં ન્હાનાં ન્હાનાં બાળકો આપણા ઉપર ભરૂંસો રાખનારી શ્રદ્ધા દર્શાવીને પ્રતિ-

દિન આપણને જે મધુર વિશ્વાસનું શિક્ષણ આપેછે તેવો વિશ્વાસ પ્રભુ ઉપર રાખતાં આપણે ક્યહારે શીખીશું ?—આપણે કે'વા ચંચલ સ્વભાવના, કે'વા દોષપૂર્ણ, કે'વા ચીટકણા, કે'વા અન્યાયી છિયે ! અને એ પિતા કે'વો જાગ્રત્ સંભાળ રાખનારો, કે'વો કરુણાપૂર્ણ, કે'વો પ્રેમશીલ, કે'વો ક્ષમાશીલ છે ! પ્રતિદિન એ પિતાના હાથમાં હાથ ભરવી દઈને તે દિવસના નિર્મિત માર્ગમાં વિશ્વાસભર આપણે શા માટે ક્રમણ ના કરી સકિયે ? પછી એ માર્ગ કુસુમાકીર્ણ હો કે કંટકપૂર્ણ હો, વાંકો હો કે સીધો હો; પણ સાન્ધ્યસમયની સાથે નિદ્રાની વિશ્રાન્તિ, સુખશાન્તિ, અને સ્વગૃહનિવાસ મળશે, એ જ્ઞાન રાખીને આપણે શા માટે વિશ્વાસભર પગલાં ના ભરી સકિયે ? ”



આ શ્રદ્ધા મેળવવાને, આ શ્રદ્ધાને દૃઢ વળગી રહેવાને, હું નિરંતરનું બાલપણું સ્વીકારુંછું—આનન્દથી સ્વીકારુંછું.



(૪)

એક દિવસે The Review of Reviewsના એક અંકમાંથી એક અઢી વર્ષના બાળકને એક વૃદ્ધ પુરુષ ચિત્રો બનાવતો હતો. અંકોના નામની આગબોટ ડૂબ્યા સંબન્ધે એક રૂપક બતાવનારું ચિત્ર આવ્યું. Humanity—ભૂતદયા—તે સ્ત્રીરૂપે ચીતરી હતી; એ સ્ત્રી રોતી હતી; બે હાથમાં માથું નાંખીને ઢીચણે પડી હતી. પ્રેસિડંટ વુડ્રલસન હેને ખભે હાથ મૂકીને આશ્વાસન દેતો ઊભો છે—એમ ચિતાર આપ્યો હતો.

બાલકને વૃદ્ધે કહ્યું:—"જો ! આ બાયડી રુવેછે." બાલક એકી ટશે મૃદુભાવની મુખચર્યાથી જોઈ રહ્યો. વૃદ્ધે કહ્યું:—"તુ હેને છાની રાખ્ય"; તો કહે;—"ભાઈ!" (વૃદ્ધને એ 'ભાઈ' કહીને બોલાવતો હતો.) અર્થાત્—"ભાઈ, ત્હમે છાની રાખો."—વૃદ્ધે છાની રાખવાનો ખેલ કર્યો. વળી બાલકે મૃદુભાવે જોયા કર્યું. પછી પેલી સ્ત્રીને ખભે હાથ મૂકેલા માણસ તરફ આંગળી કરીને—"આં...આં..." કહી સૂચવ્યું કે હાથ ખશેડી લેવાનું હેને કહો. વૃદ્ધે કહ્યું, "એ તો હેને છાની રાખેછે."

આ પછી પાનાં ફેરવીને. બીજાં ઘણાં ચિત્રો બાલકને વૃદ્ધે બતાવ્યાં—પણ વારંવાર પેલું ભૂતદયાનું ચિત્ર બાલકે વૃદ્ધ કને કઢાવ્યું, અને તે તરફ જોયા જ કર્યું.

અઢી વર્ષના બાળકના હૃદયની આ લાગણી ! કોણ કહેશે કે શિશુ તો જડ જગતમાં જ, ખાવું પીવું એ વ્યાપારમાં જ, વસેછે? આપણે

મ્હોટી ઉમરે આવેલાઓ પણ શું બાલકો જેટલા જ ખાવાપીવામાં મશગૂલ નથી રહેતા? ઉપરના દૃષ્ટાન્તથી તો ઉલટું એમ જણાયછે કે બાલકોનો વાસ આધ્યાત્મિક જીવનમાં વિશેષ છે.

* * *

આ ન્હાના પ્રસંગ ઉપરથી એક બીજો વિચાર સ્ફુરેછે; માનવ એટલે શરીર અને બુદ્ધિવ્યાપારનો શરવાળો—બસ, બીજું કાંઇ જ નહિ.—એ મત આ પ્રસંગથી ખંડિત થાય એમ છે. શરીર, બુદ્ધિ-વ્યાપાર, એ બે ઉપરાંત હૃદય, લાગણી, હેવો કાંઇક અંશ માનવના સ્વરૂપબંધારણમાં આવશ્યક છે; એટલું જ નહિ પણ ત્હેની પણ પાછળ રહેલું ગૂઢ આત્મતત્ત્વ છે—એમ પ્રતીતિ થયા વિના રહેતી નથી.

એક વખતે મુંબાઇમાં પ્રાર્થનાસમાજના મન્દિરમાં પ્રોફેસર ભાટેએ ભાષણ કર્યું હતું; વિષય Life's Ideals—'જીવનની ભાવનાઓ', એ હતો. પોતાના વ્યક્તિત્વની બહુ જ કાળજી રાખીને ભાષણકર્તાએ આરમ્ભમાં જ કહી મુકયું હતું કે—"હું આ સમાજનો મેમ્બર નથી, પરંતુ theist, ઇશ્વરવાદી છું, તેમ જ Philosopher, તત્ત્વજ્ઞાની, પણ છું; આ સમાજનો મેમ્બર થવાને હું ઇચ્છા પણ રાખતો નથી. Over-ruling Providence જગત્તન્ત્રઉપર પ્રભાવ ચલાવનારી વિશ્વંભરા શક્તિ છે એમ માનુંછું; માત્ર 'પ્રાર્થના' ઉપર મ્હારી શ્રદ્ધા નથી. 'Work is prayer'—કર્તવ્યવ્યાપાર, કર્મ, તે જ પ્રાર્થના છે—એમ હું માનુંછું."

આ સાંભળતાં હું મનમાં બોલ્યો. "એમ છે? તો બસ છે. એક સમય ત્હમારા જીવનમાં હેવો પણ આવશે, દુઃખના આઘાત હેવા વાગશે,—કે તે વખતે પ્રાર્થના આપોઆપ પ્રગટ થશે. તેમ વળી, કર્મકર્તવ્યમાં પણ નિરાશા, નિષ્ફલતા, ઇત્યાદિ પ્રસંગોમાં બળ મળવાનું નિદાન, નિદાન નહિ તો સાધન, પ્રાર્થના જ છે, તે પણ જાણશો."

જીવનની ભાવનાઓમાં મુખ્ય બે હેમણે બતાવી: (૧) Culture—સંસ્કાર; અને (૨) Social Efficiency—સામાજિક કર્તવ્યમાં

સામર્થ્ય. બીજા વિભાગને અંગે સમાજસેવા વગેરેનું મહત્ત્વ દર્શાવ્યું હતું. પ્રથમ ભાવનાના ત્રણ વિભાગ એઓએ પાડ્યા: (a) Intellectual —બુદ્ધિલક્ષિણી ભાવના, (b) Aesthetic,—રસલક્ષિણી ભાવના, અને (c) Moral and Religious—ધર્મલક્ષિણી ભાવના. ડૉક્ટર સર રામકૃષ્ણ ગોપાળ ભાણ્ડારકરે પ્રમુખસ્થાનેથી એ જ ભાષણનો સારસમુદ્ધાર કરતે ગણતર શબ્દોમાં ઉત્તમ રૂપે બતાવ્યું કે આ ત્રણે ભાવનાઓ The True, The Beautiful અને the Good—**સત્ય, સુન્દર અને સાધુ**—એ ત્રણ શબ્દો વડે દર્શાવી સકાયછે; અને એ પરમેશ્વરનાં લક્ષણ છે. માટે આપણે આ ત્રિવિધ આદર્શરૂપ પ્રભુના જેવા થવાને યતમાન થવું.

આ ભાવનાત્રય કેવલ શરીર અને બુદ્ધિવ્યાપારના શરવાળાની કલ્પનામાં સમાવિષ્ટ થવું અશકય જ છે.

*
* *

પ્રો. ભાટેની યોજનામાં પ્રાર્થનાને સ્થાન ન અપાય હેમાં આશ્ચર્ય નથી. વિશ્વંભરા શક્તિનો સ્વીકાર કર્યા છતાં પણ, પ્રભુને એ યોજનામાં બુદ્ધિના શુષ્ક ખંડેરમાં પ્હેરાણે મૂકવામાં આવેછે; ભક્તિરંગથી ભૂષિત, સુશોભિત રચનાના, હૃદયમન્દિરમાં પ્રભુની સ્થાપના થતી નથી.

"દીનસખા!"— ભક્તજન ઊંડા હૃદયમાં છાનો ઉદ્ગાર કરેછે. એ સંબોધનમાં હજી સ્વરમાં ઊનતા હેને લાગેછે; સૂર બરોબર મળ્યો લાગતો નથી. વળી બોલેછેઃ-- "દીનસખા!" ........ "હા; હવે કાંઈક સુસ્વર સધાયો."—તો પણ વળી ઊનતા લાગી બરોબર સૂર મેળવવાને મથન કરેછે. આપણા સંગીતના ઉસ્તાદોની સ્વરભાનની લાગણી કે'વી તીવ્ર હોયછે! Sensitiveness—સૂક્ષ્મ પરામર્શશક્તિ—કે'વી કૈશિકી* હોય છે! અમદાવાદની પ્રાર્થના-

* એક કેશ—વાળ—જેટલો ઝીણો ફરક જોવાની શકિતને કૈશિકી શકિત નામ આપ્યુ છે. સંગીતશાસ્ત્રમાં શ્રુતિયોમાં કેટલીક કૈશિકી શ્રુતિયો હોયછે.

સમાજમાં વીસ પચીસ વર્ષ ઉપર એક અનુરામ નામે સારંગિયા ગાયકગણમાં બેસતા હતા. (—હવે તો અમદાવાદમાં બધા સારંગિયા મરી પરવાર્યાછે, એટલે સારંગીને બદલે હાથે વગાડવાનું હારમોનિયમ દાખલ થયુંછે! શો અધઃપાત!—અસ્તુ).—એ મનુરામને હેવા કટેવ હતી કે ભજન ગવાતું હોય તે વખત અધવચ્ચ સારંગીને ખાળામાં સૂવાડી દઈને તુન, તુન, તુન, તુન,—તુરણો મેળવવા મંડી જાય! સંગીતના સૂર સાધવા જતાં ભક્તિના સૂરમાં ભંગ પાડે!—પરંતુ હેમાં હેમની બુદ્ધિ શુદ્ધ હતી; કેશ માત્ર જેટલો સૂરનો દોષ એ સંગીતનિપુણ શ્રવણને અસહ્ય લાગતો. હાવી સ્વરશુદ્ધિ ભક્તિના વાદ્યમાં—હૃદયની સારંગીમાં—સાચવવાને ભક્ત વારંવાર તાર તુરણો મેળવવાને મથન કરેછે. ભક્તહૃદયને તો * In Tune with the Infinite—અપરિમિત સ્વરૂપ જોડે એકસૂર—થવું છે.

* * *

પરિમિત તે વળી અપરિમિત જોડે એક સૂર શી રીતે થઈ સકે?—થઈ સકે; શા માટે નહિ? બેનું અદ્વૈત નહિ પણ બેની વચ્ચે એકસ્વરતા સાધવીછે, તે બને; એકનું સ્વરમાન (pitch) નીચું અને બીજાનું ઊંચુ તેથી બાધ નહિ આવે, માત્ર બે વચ્ચે સંવાદ હોય તો એકસ્વરતા સાધ્ય છે.

આમ અદ્વૈતમાં દ્વૈત અને દ્વૈતમાં અદ્વૈત શક્ય બનેછે.

* * *

માનવ માનવ વચ્ચે પણ હૃદયવાદ્યના સૂર મેળવી સકાય તો બંને વચ્ચે સંવાદ સધાઈને પેલી "દ્વીપભેદ"ની દશા ટળે, તે માટે વ્યાપક Infinite—અપરિમિત સ્વરૂપ-ના સંવાદરૂપી આધારમાં આ

---

* "In Tune with the Infinite" એ વિખ્યાત ગ્રન્થ મ્હેં વાંચ્યો નથી; તેથી આટલું નામ માત્ર ઉપયોગમાં લેતાં ઝીણો અર્થાન્તર થતો હોય તો સુજ્ઞો ક્ષમા કરશે.

ન્હાના ન્હાના માનવ માનવ વચ્ચેના સંવાદોનું આધાન થાય તો બસ છે. એ રીતે એક વિશાળ શાન્તિસાધક મહાવાદ્ય ( organ ) આ વિસંવાદક્ષુબ્ધ વિશ્વમાં અપૂર્વ સંવાદ સ્થાપનારું પ્રગટ થશે.

***

પણ અપરિમિત જોડે પરિમિતનો યોગ શી રીતે થાય ? આ શંકા કોઇને ખૂંચશે. दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्ति નો પરામર્શ જ શી રીતે સંભવે ? હેનો ઉત્તર એ પ્રસિદ્ધ વચનના ઉત્તરાર્ધમાંના એક વિશેષણમાં જડશેઃ स्वानुभूत्येकसार એ વિશેષણ જ કહેછે કે સ્વાનુભવ, હૃદયનો અંતરનુભવ, એ જ સાધનથી એ પરામર્શ શક્ય છે. એ તેજસ્વિની મૂર્તિના તેજથી ભય નથી, शान्ततेजस् કહી नमः शान्ताय तेजसे એમ ઉદ્ગાર છે. એ તેજમાં શાન્તિનો પરમ અંશ છે. એ મૂર્તિ મૂર્ત નહિ, અમૂર્ત છે; પણ અપ્રાપ્ય કેવળ બુદ્ધગમ્ય તત્ત્વ નહિ, પરંતુ હૃદયગમ્ય અમૂર્ત પણ મૂર્તિ છે; તેથી જ તે પરમ પુરુષ છે. એ મૂર્ત—અપરિમિત મૂર્તિ—જોડે એકસ્વરતા—The Infinite જોડે in tune ની દશા—સાધવાનું ઉત્તમ સાધક બળ શું ?—प्रेम; भक्ति; प्रेमभक्ति. એ બળમાં ઊનાધિકતા હોય તેટલા પ્રમાણમાં સૂર મળવામાં ઊનાધિકતા.

***

ભૌતિક સંગીત કરતાં ચઢે હેવું આ આધ્યાત્મિક સંગીત છે. છતાં ભૌતિક સંગીત તે પણ આ આધ્યાત્મિક સંગીતનો અંશ બતાવાય તો અસાધારણ સાર્થક્ય થાય. સંગીતનું એ દિવ્ય દર્શન કવિ બ્રાઉનિંગના Abt Voglar કાવ્યમાં અદ્ભુત રૂપે કરાવાયુંછેઃ

But here is the finger of God, a flash of the
will that can,
Existent behind all laws, that made them
and, lo! they are!

And I know not if, ever in this, such gift
be allowed to men,
That out of three sounds he frame, not a
fourth sound, but a star.

કવિ અને ચિત્રકારની કલાઓ કરતાં સંગીતકલામાં જે વિલક્ષણ ઉન્નત અંશ છે તે દર્શાવતાં આ કાવ્યમાંનો વક્તા કહેછેઃ--

' પરંતુ અહિં દીસતી પ્રભુ તણી સ્વયં અંગુલી,
સમર્થતમ દીપતી પ્રગટ શક્તિ ઇચ્છા તણી;
સમગ્ર નિયમો વિશે સતત બીજરૂપે રહી,
ઘડે નિયમતન્ત્ર જે,--નિયમ જો ! રહે અજવળી !
કલા મધુરનાદની પ્રગટતી રૂડી શક્તિ જે,
અનન્ય પ્રભુદાન એ મનુજને મળ્યું ના બીજે;
સ્વરત્રય લઈ રચે--સ્વર ચતુર્થ એ ના કદી,
પરંતુ ત્રણ એ સ્વરો લઈ ઘડે જ તારાકણી !

એ તારાકણી તે આધ્યાત્મિક અને ભૌતિક સંગીતને જોડનાર કડી; એ તારાકણી તે આધ્યાત્મિક સંગીતનો મન્દ્ર ષડ્જ; તો તાર સપ્તકના અંતિમ સ્વરની તો વાત જ ક્યહાં? છતાં એ મન્દ્ર ષડ્જ જોડે પણ સંવાદિતા સાધિયે તો સધાય; અશક્ય નથી.

---

* પૃથ્વી છન્દ.

એક શાન્ત સાયંકાળે ડુંગરી પ્રદેશમાં આંબાવાડિયાની બ્હારની ધાર ઉપર હું બેઠો હતો, ત્ય્હાં મ્હારો એક જૂનામાં જૂનો મિત્ર મન્દ પગલાં ભરતો, આકાશ તરફ સન્ધ્યાસમયના રંગનાં વાદળાંમાં ઊંડી દૃષ્ટિ પરોવતો, ઉન્નત ડોક રાખીને ચાલતો, મ્હારી સમીપ આવ્યો. એકાએક હેના હોઠ ગણગણતા જણાયા, "लेका तूं, लेकी तूं !*"-એ મહારાષ્ટ્રવાસી હતો. આ વચનોનો ઉદ્દગાર કરુણ અવાજથી એ કરતો હતો. થોડીવારે મ્હારી પાસે આવીને બેઠો. ક્ષણવાર મૌન ધારી એકાએક મ્હને પૂછ્યું:—"-ભાઈ! માનવજીવનની ઘટના વિચ્છિન્ન વૃત્તાન્તોની નથી; પ્રત્યેક વૃત્તાન્ત દૂર દૂરના વૃત્તાન્ત સાથે પરંપરાથી અથવા તો અતકર્ય મંડૂકપ્લુતિથી શૃંખલિત હોયછે. આપણે એ સકલ શૃંખલા જોઈ નથી સકતા; તેમ દુરતમ પડેલા બે વૃત્તાન્તોનો મંડૂકપ્લુત સંબન્ધ પણ નથી જોઈ સકતા, પરંતુ ગૂઢ અજ્ઞાત સંબન્ધ હોયછે; કાર્યકારણનો, આગામિ વૃત્તાન્તના સૂક્ષ્મ અદૃશ્ય સૂચનનો,-અનેક રીત્યનો સંબન્ધ હોયછે.-નહિ વારું?"

મ્હે હેના ગમ્ભીર ચિન્તનમાં ભંગ ના પાડ્યો; બોલીને તો નહિ જ (એ ચિન્તન જ હતું; દેખાવ માત્ર સંલાપનો હતો.). મ્હેં ફક્ત પ્રશ્નાકાર મુખચર્યા કરીને એ મિત્રના મુખમાં દૃષ્ટિ નાંખી. એ પ્રશ્નનો ઉત્તર આપનારું ચિન્તન હેનું ચાલ્યું.

---

* મરાઠી:—અર્થ: "બેટા તું! બેટી તું!"

" જુઓ, એ વર્ષમાં મ્હેં બે તરુણ સંતાનને ખોયાં. મરણની પેલી પારનું દર્શન કરવાની શક્તિને અભાવે હું કોઇ વાર લેકા તૂં ! લેકી તૂં ! એમ અર્ધગાન કરતો ફરુંછું. આ શબ્દોમાં પૂર્વાશ્રમના જૂના સંસ્કાર મ્હારા આત્માની આસપાસ સુગન્ધમય કોશનું આવરણ કરી દેછે.– ત્હમે એ સંસ્કારનો ઇતિહાસ જાણશો તો મ્હેં ઇશારો કરેલા તત્ત્વનું કાંઇક સ્વરૂપ સમઝાશે. "

ક્ષણવાર એ ચૂપ રહ્યો. આકાશ તરફ સ્થિર નયને જોઈ રહ્યો. હેમાં કાંઇક ખોવાયલી વસ્તુ સોધતો હોય, સ્મરણમન્દિરમાં અંધારા ખૂણામાં પડેલી કોઇ ચિત્રરચના ઉપર બુદ્ધિદીપનો પ્રકાશ નાંખવા મથતો હોય, તેમ હેના મુખ ઉપરની અલૌકિક દીપ્તિથી મ્હને જણાયું. જૂના સ્મરણતન્તુઓ સંકેલી લેતો એ જણાયો અને પાછો બોલ્યો:

" દક્ષિણના એક એકાન્ત પ્રદેશમાં શાન્તનીરા સરિતા વ્હેછે; ત્હાં મ્હારી દૃષ્ટિ અત્યારે ઠરેછે; નદીના પાત્રમાં એક ન્હાનો બેટ જોઉં-છું; બેટમાં ઊંચાં પ્રચંડ બાવળનાં ઝાડની વિશાળ ઘટામાં એક બે ધોળા તંબૂ જોઉંછું; તંબૂની બ્હાર એક બાઈ અને હેની દાસી બેઠાંછે, સમય બપોરનો છે; બેટમાં સર્વત્ર ગમ્ભીર શાન્તિ છે; જુઓ, સાંભળો.

બાઈ:—સકીના ! આ ઝાડની ઘટામાં કેટલા બધા હોલા લાગલગટ કુ કૂ...કુ ! કુ કૂ...કુ ! કરી ગમગિનીના સૂર ખેંચતા લાગેછે !

દાસી:—બાઈ સાહેબ ! એ તો એક બુઢ્ઢી માની વાત છે. જાણો-છો ?—એક બુઢ્ઢીનાં બે જવાન છોકરાં એક પછી એક ગુજરી ગયાં; એક છોકરો અને એક છોકરી. પછી એ જંગલમાં છોકરાંને શોધતી, પુકારતી ફરવા લાગી. 'લેકા તૂં ! લેકી તૂં !' ખુદાને હેના ઉપર રહેમ આવી તેથી એકદમ હેને હોલી બનાવી દીધી; ત્હારથી દુનિયામાં બધાં હોલાં આમ બોલેછે; 'લેકા તૂં ! લેકી તૂં !' "

એટલું બોલી મ્હારો મિત્ર એકાએક સ્વપ્નદર્શન લુપ્ત થઇ ચમક્યો હોય તેમ જાગૃત થઈ બોલ્યો:—

"—ભાઈ! શું એ દૂર, દૂરતમ, ગયેલું સ્વપ્ન! ત્હાર પછી લગભગ ત્રણ દાયકા ગયા, અને પ્રભુએ મ્હારાં પ્રિય लेका लेकीને બોલાવી લીધાં. આ બે અંકોડા શું વિચ્છિન્ન ગણશો? પેલો દૂરતમ અંકોડો તે આ છેવટના અંકોડા જોડે આગામિ સૂચનના સંબન્ધથી જોડાયલો ન્હોતો? કોણ કહી સકશે?"

આટલું જ કહી 'लेका तूं! लेकी तूं!' એમ કરુણ ધ્વનિ કરતો એ મિત્ર અર્ધ ઉન્મત્તની પેઠે ચાલ્યો ગયો; મ્હારા મિત્રને હું લાંબા સમયથી ઓળખતો હતો, તેથી હું સમજી સક્યો હતો કે એ બાઈ તે હેની પત્ની હતી.

---

હું વિચારમગ્ન ઊભો રહ્યો. મ્હારા મિત્રે ઇશારા કરેલો તત્ત્વનો નવો પ્રકાશ બુદ્ધિ ખમી ના સકી; જોકે મનમાં એમ થયું ખરું કે એ દૂર ગયેલા વૃત્તાન્ત વખતે મ્હારા મિત્રને કે હેની પત્નીને સકીનાની શોકકથામાં પોતાના ભાવિનું દર્શન થયેલું નહિં હોય, અને હવે ભૂત અને વર્તમાનને જોડયાથી ભાવિસૂચનની કલ્પના ઉદ્દ્ભવી હોય. આ સંશયવૃત્તિને મ્હેં સત્વર ખશેડી કાઢી. પણ તત્કાળ બીજા વિચારો—કાળાં વાદળાંમાં શ્વેત બગલાની માળા ઊડતી જાય તેમ—મ્હારા અન્ધકારલીન મગજમાં તરવરવા લાગ્યા. એ બધાં બગલાંને પકડી રખાય એમ ન્હોતું. હેમાંથી એકાદનું પ્રતિબિમ્બ પડેલુ પ્રગટ કરુંછું:—

કોઇ માણસને પ્રત્યક્ષ જોતા આપણે બંધ થઇયે છિયે—અથવા કોઇ માણસ આપણી સમક્ષ હોતું નથી—ત્હારે હેની દેહમૂર્તિ કલ્પનાશક્તિ વડે મનની સમક્ષ ઊભી કરી સકાયછે, આ પ્રત્યક્ષીકરણની ઉજ્જ્વલતા, સજીવતા, તદ્રૂપતા, કલ્પનાશક્તિના બળ ઉપર આધાર

રાખેછે. છતાં હેવો સમય આવેછે—માનવના મનનું બંધારણ હેવું છે—કે ક્રમે ક્રમે દેહમૂર્તિની રેખાઓ ધસાઈ જાયછે—સ્મરણપટ ઉપરથી રેખાલેખન લુપ્ત થાયછે. હાવે વખતે એ વિસ્મૃતમૂર્તિ મનુષ્યનું સ્વરૂપ સ્મરણ-પટમાં અન્ય પ્રકારે પ્રત્યક્ષ થઈ સકેછે; હેનાં લક્ષણ—ગુણ, સ્વભાવ, સ્વભાવસૂચક વચનો, કૃતિયો, હાસ્ય, રુદન, ઇત્યાદિ રેખારૂપ બની એક લક્ષણમૂર્તિ પ્રગટ થાયછે. દેહમૂર્તિ કરતાં આ લક્ષણમૂર્તિ વધારે સ્થાયિ સ્વરૂપની હોયછે; સ્મરણપટ ઉપર હેનું ચિત્ર વધારે સ્થિર રહી ટકેછે. સ્થૂલ દેહ લુપ્ત થતાં લિંગદેહ—સૂક્ષ્મ શરીર—રહેછે, એ મતની પણ અહિં જરૂર ર્‌હેતી નથી. લિંગદેહ કરતાં લક્ષણદેહ વધારે સત્ય*—અનુભવગમ્ય—બનેછે. દેહમૂર્તિ ભૌતિક તત્ત્વો—નશ્વરરૂપ પદાર્થ—ની બનેલી હોયછે તેથી, કલ્પનાબળથી પણ છેવટ સુધી સ્મરણમાં નથી ટકાવી રખાતી. (†પ્રેમબળ સતત રહી કલ્પનાને જાગ્રત્ રાખે તો પણ માનવનું મનોબળ મર્યાદિત હોવાથી આખરે દેહમૂર્તિ સ્મરણમાંથી ધસાઈ જાયછે.) લક્ષણમૂર્તિમાં આત્મિક તત્ત્વ છે—એ આત્મિક તત્ત્વોની બનેલી છે—તેથી તે સ્થાયિ તત્ત્વઘટિત મૂર્તિ ટકી ર્‌હેછે. Alice in Wonderland ની અદ્‌ભુત રસની વાર્તામાં Cheshire Cat ની કલ્પના છે હેમાં કાંઈક હાવું તત્ત્વ હશે ? એ બિલાડીનું શરીર ધીમે ધીમે દૃષ્ટિ આગળથી ઝાંખું થઈ ઊડી જાયછે અને આખરે માત્ર હેનું સ્મિત જ અવશિષ્ટ ર્‌હેછે. સ્મિત તે ભૌતિક બંધારણનું છતાં અભૌતિક તત્ત્વ જેવું કાંઈક ગણાય—કલ્પાય, અને તેથી એ તત્ત્વનું symbol, ચિહ્નરૂપ, લેખી સકાય. આમ એ વિનોદખેલનું સ્વરૂપ જોઈ સકાય ખરું.

* * *

---

* લિંગદેહ દેહીની દૃષ્ટિથી ભોગાયતન તરીકે આવશ્યક ગણાય; લક્ષણદેહ તે તો અન્ય જનની દૃષ્ટિથી સધાયછે. લિંગદેહ objective બાહ્યસ્થિત ગણાય; લક્ષણદેહ subjective આત્મસ્થિત ગણાય.

† સ્થૂલ શરીરના વિસ્મરણથી મ્હને બહુવાર ખેદ થાયછે કે શું આટલો જ મ્હારો પ્રેમ ? પણ, ના. લક્ષણદેહ સ્મરણમાં બિમ્બિત ર્‌હેશે ત્‍હાં સુધી ચિન્તા નથી.

દેહમૂ... અને લક્ષણમૂર્તિ વચ્ચેનો ભેદ આમ જોયો. ફોટોગ્રાફ કાલક્રમે ઊડી જાયછે–હેનાં કારણો શાં હશે? રસાયન પદાર્થોની નશ્વરતા, વાતાવરણ, સૂર્યકિરણો, ઇત્યાદિની અસર પ્રવર્તવાને પરિણામે એ રસાયન દ્રવ્યો ધીમે ધીમે ઘસાઈ જાયછે. સ્મરણછબિ–દેહમૂર્તિરૂપ સ્મરણછબિ કાલક્રમે ઊડી જાયછે–હેનાં કારણો શાં છે? એ ભૌતિક ચિત્રવિલોપનને પ્રતિરૂપ અહિં પણ કારણો જડશે. મન ઉપર પડેલી છાપના ઉપર વિલોપક વ્યાપાર કરનારાં અનેક બળો છે, ભૌતિક દેહના ઘટક અંશો જેવી જ નશ્વરતા–સ્મરણપ્રતિબિમ્બની નશ્વરતા, અન્ય પદાર્થો એટલે વ્યવસાયોની વિલોપક ક્રિયા, ઇત્યાદિ કારણો આમ સ્મરણપટ ઉપરની દેહમૂર્તિના ચિત્રનું વિલોપન કરેછે. ફોટોગ્રાફ ઊડી જતા રોકવા માટે ખાસ રસાયનોની શોધ થઈછે, અને તેથી કાંઈક સ્થાયિતા સધાયછે. સ્મરણપટ ઉપરનાં ચિત્ર માટે પણ લોપપ્રતિબંધક રસાયનો છેઃ સ્નેહ, કલ્પનાવ્યાપાર, મનન, પ્રિયજનનું રટન, જપક્રિયા; એ રસાયનો કાંઈક અંશે દેહમૂર્તિનું ચિત્ર સ્મરણપટ ઉપર ટકાવી રાખેછે. પરંતુ ઉત્તમ રસાયન તો લક્ષણદેહની મૂર્તિ ઊભી કરવામાં જ છે. Out of sight, out of mind—દૃષ્ટિપાર તે સ્મરણપાર (ઉમર પાર તે ડુંગરપાર)–એ કહેવતમાંનો તથ્યાંશ એટલો જ છે કે એ માનવ-શક્તિની મર્યાદાને લીધે જ સત્ય છે. પરંતુ એ સત્ય માત્ર દેહમૂર્તિને વિશે લાગૂ પડેછે; લક્ષણમૂર્તિને વિશે નહિં; દેહમૂર્તિ સ્મરણપટમાંથી ભૂસાઈ જતાં લક્ષણમૂર્તિ ત્હેને સ્થાને સબળરૂપે સ્થાપી સકાયછે.

***

જડ અને ચેતન વચ્ચે આ સ્મરણસ્થાપનાને સંબન્ધે એક ભેદ છેઃ ગઈ વસ્તુ સ્મરણપટમાં ચિત્રિત બહુ લાંબો વખત નથી રૂહેતી; દસ વર્ષ ઉપર દીઠેલી ખુરશી કે લોટો કે થાળી તે કે'વાં હતાં?– આ સ્મરણમાં સ્પષ્ટ નહિ રૂહે, ત્હેનું કારણઃ જડતા, સ્મરણશક્તિની નહિ પણ સ્મરણવિષય પદાર્થની જડતા, હેમાં ચૈતન્યનો આવશ્યક

અંશ નહિં તેથી મન ઉપર એ વસ્તુનું લક્ષણશરીર છપાવાનું નહિં, કેમકે હેને લક્ષણશરીર સંભવે જ નહિં. પરંતુ જડમાં પણ ચેતનતત્ત્વ પ્રવેશ પામી શકે, તો સ્મરણપટ ઉપર એ દૃઢ છપાય, હેનું લક્ષણશરીર બંધાવાને લીધે ને પ્રગટ થવાને લીધે. એક દાખલો આપું: ઘણાં વર્ષ ઉપર સુરતમાં એક અમલદારના પટાવાળાએ મ્હને એક જૂના કોતરકામની કારીગરીની લાકડાની ફરેતાળોવાળી ઇમારત બતાવીને કહ્યું:–"આ મકાનનો તરજૂમો એક સાહેબ વિલાયત લઈ ગયાછે." 'તરજૂમો' શબ્દ માત્ર ભાષાને અંગે વપરાય, ત્હેનો આમ પ્રયોગ થયો જોઈને મ્હને ક્ષણવાર હસવું આવ્યું; પટાવાળાના અલ્પજ્ઞાનનું ફળ હતું હેમાં શક નહિં. પરંતુ જરાક વિચાર કરતાં એ અજ્ઞાનવત્ પ્રયોગમાં મ્હને ગૂઢ અર્થ પ્રગટ થતો જણાયો. તરજૂમો એટલે શું? એક ભાષામાં વેષ્ટિત કરેલી ભાવનાને બીજી ભાષામાં વેષ્ટિત કરવી તે જ કની? તો ઘરનો ફોટોગ્રાફ, ચિત્ર, ઇત્યાદિ તે પણ હેવો જ પ્રકાર છે કની? ઘરમાં કોઈક અમુક ભાવનાનું તત્ત્વ ચેતન રૂપે રહેછે, તે તત્ત્વને ચિત્રાદિકમાં રૂપાન્તર આપ્યું તે તરજૂમો જ ગણાય.

***

આ ભાવનાતત્ત્વની દૃષ્ટિયે મ્હારા એક અનુભવનો ખુલાસો મ્હને મળ્યો. કેટલાક વર્ષ ઉપર તાજમ્હેલનું અદ્ભુત સ્વરૂપ મ્હેં જોયું, જોતાંવાંત હૃદયમાં, સ્મૃતિપટમાં, હેનું પ્રતિબિમ્બ હેવું તો દૃઢ પડ્યું કે હજી તે ભૂસાતું નથી. જડ ઇમારતને વિશે આ કેમ સંભવ્યું? એ જ કે એ જડ ઇમારત કરતાં કાંઈક વિશેષ ચીજ હતી, તેથી હેનું લક્ષણશરીર બંધાયું, છપાયું, સ્થપાયું. તાજમહેલને A dream in marble– આરસમાં મૂર્ત થયેલી સ્વપ્નસૃષ્ટિ–હેવું નામ અપાયલુંછે. હું ઉમેરીને હેને A lover's dream in marble (સ્નેહીની આરસમાં મૂર્ત કરેલી સ્વપ્નસૃષ્ટિ) કહીશ. એ તાજમહેલને જોઇયે છિયે ત્યહારે એ

આરસપાષાણનો દેહ સરી પડીને હેનું લક્ષણશરીર સ્વપ્નસૃષ્ટિરૂપે જ પ્રગટ થાયછે. ખરે બપોરે, હૂનાળામાં ખરે બપોરે, ધગધગતા તાપમાં એ તાજમહેલ મ્હે જોયો હતો; છતાં હેના સૌન્દર્યે, હેમાં ચેતનરૂપે રહેલી ભાવનાએ, લક્ષણશરીરની છાપ મ્હારા ઉપર હેવી પાડી કે હું દૂરના પ્રથમ દરવાજા આગળ જ સ્તબ્ધ બનીને ઊભો:

किमिव हि मधुराणां मंडनं नाकृतीनाम्

એ વચનનો નવો વિનિયોગ થયો દીઠો; શુષ્ક વલ્કલો શકુન્તલાના સૌન્દર્યને જેમ મંડનરૂપ બન્યાં હતાં તેમ આ ઇમારતને હેની સૌન્દર્યમૂર્તિને બપોરના તાપરૂપી શુષ્ક આવરણ પણ મંડનરૂપ જ હતું. ના; મંડન નહિં; પણ મંડનના અભાવે પણ સૌન્દર્યનું લક્ષણસ્વરૂપ પ્રતિબિમ્બ પાડતું હતું. આ સ્થિતિમા એ ઇમારત જોઈ તે હું સુભાગ્ય ગણુંછું. કેમ કે મ્હેં સૌન્દર્ય જ, નગ્ન સૌન્દર્ય જ દીઠું; હેમાં પ્રાણ આપનારી ભાવનાને જ અલિપ્તરૂપે દીઠી.

***

મનુષ્યોને વિશે પણ આ દૃષ્ટિયે જોતાં જણાશે કે મનુષ્યોના સ્થૂલ શરીરનું પ્રતિબિમ્બ સ્મરણપટ ઉપર સુદૃઢ પડવા માટે ચેતનતત્ત્વથી સધાયલા લક્ષણશરીરને સબળ બનાવવામાં ભૌતિક શરીરની ઘટનાની પણ સહાયતા મળેછે; એ શરીરઘટનામાં distinction, વ્યક્તિત્વરેખા, હોય, કેવળ સામાન્ય રેખાશૂન્યતા ના હોય, તો સ્મરણપટ ઉપર છાપ કાયમની પડેછે. હેનું કારણ એ જ કે એ ભૌતિક શરીરની પછાડી લક્ષણશરીરનું વધારે સ્થાયિ તત્ત્વ રહેલું હોયછે. આ કારણથી પ્રિયજનોનું સ્મરણ પણ—ભૌતિક શરીરનું સ્મરણ પણ—વધારે ટકેછે તે એટલાથી કે લક્ષણશરીરની છાપનું પ્રાબલ્ય હોયછે, પ્રિયતાને લીધે લક્ષણ પ્રગટ થયાં હોયછે, નયન આગળ, સ્મરણસૃષ્ટિમાં, તે તરતાં રહેછે. આમ છે તેથી જ પેલા મ્હારા મિત્રના लेका तूं! लेकी तूं! એ રટનમાં મ્હને આ તત્ત્વોનું ગૂઢ દર્શન થયું, અને મ્હારા હૃદયની ગૂઢ તન્ત્રીઓ ઝણઝણવા લાગી. અને હેમાં પણ लेका तूं! लेकी तूं! એ શબ્દો મૃદુ માધુર્યથી ધ્વનિત થયા.

"The Awakening of Galatea" એ ચમત્કારનું રહસ્ય હું ક્યહાં સૂધી સમઝતો ન્હોતો, તે એક મ્હારી જાત્યનો અનુભવ થતાં એકદમ પ્રત્યક્ષ થયું. તે આ રીતેઃ—પણ પ્રથમ તો "ગૅલેટિયાનો જીવનોદ્દબોધ" તે શું તે આદિતી કેટલાકને આપવી પડશે;—ગૅલેટિયા નામની અદ્દ્ભુત કલ્પિત સુન્દરીનું પૂતળું ઘડનાર શિલ્પકાર ઘડી રહ્યો; એ પોતાની કૃતિના સૌન્દર્યથી એટલો બધો મોહ પામ્યો કે હેના ચરણ ઉપર માથું નાખીને પ્રાર્થના કરી કે આ મૂર્તિ સજીવ થાઓ; પ્રભુકૃપાએ આ પ્રાર્થના સ્વીકારી અને એ સજીવ સુન્દરી બની; શિલ્પકારની સૌન્દર્યવાગ-છના તૃપ્ત થઈ.* આ કથાનું રહસ્ય હું પૂરું સમઝી સક્તો ન્હોતો. પરંતુ મ્હેં જ્યહારે એક ટૂંકી વાર્તા રચી ત્યહારે એ વાર્તાની નાયિકા જોડે હું હેવો મોહબદ્ધ થયો કે પેલા શિલ્પકારના હૃદયાનુભવ જોડે હું સંવાદિતા સેવવા લાગ્યો, અને હેની અદ્દ્ભુત કથાનું હાર્દ સમઝાયું.

* *

એ પરલક્ષી ઘટના પ્હેલપ્રથમ મ્હેં કરી; એ ઘટનાના જીવરૂપ મૂર્તિ—એ વાર્તાની નાયિકા—મ્હારી પોતાના હૃદયની જ પ્રેમપાત્ર જાણે હોય એમ અસાનુપ પ્રેમમોહનો ભાવ ઉદ્દબુદ્ધ થયો. આ ભાવોદ્દબોધમાં અહંતાનો ગન્ધ પણ ન્હોતો. सर्वः कान्तमात्मीयं पश्यती એ ન્યાય આ પ્રસંગમાં પ્રવૃત્ત થાય એમ ન્હોતું. રાજાએ સુન્દરમાં સુન્દર બાળક શોધી લાવવાનું ક્હેતાં, હેનો હબસી દાસ ઘેર જઈને પોતાના બાલકને

---

* ગ્રીક કલ્પિતકથામાં છે કે, ગૅલેટિયા નામની કલ્પિત સુન્દરીનું હાથીદાંતનું પૂતળું સાઇપ્રસના રાજા પિગ્માલિયૉને, પોતે શિલ્પકલાનિપુણ હોવાથી, ઘડ્યું હતું. પૂતળીના સૌન્દર્યથી મોહમુગ્ધ થઇને હેણે પ્રાર્થના કરી તેથી ઍફ્રોડાઇટી (ગ્રીકદેવી= રોમન દેવી વીનસ) પ્રસન્ન થઈ અને પૂતળીમાં સજીવતા અર્પી. ઍફ્રોડાઇટી (વીનસ)ને પ્રભુકૃપાના પ્રતીક તરીકે મ્હેં કલ્પી પ્રભુકૃપા શબ્દ મૂક્યોછે.

લાવીને ઊભો, તે પ્રસંગને આ ન્યાય લાગુ પડે ખરો; મ્હારા પ્રસંગને નહિં. અહિ તો આત્મીયતામાં કાંઈક ઘટના, સૌન્દર્યઘટના, પ્રગટ કરવામાં પોતાના મનોવ્યાપારને અવકાશ મળેલો; એ મનોવ્યાપારદ્વારા જેટલો આત્મીયતાનો અને મમ ભાવનો સંપર્ક આવે તેટલો તો અલબત ખરો. પરંતુ મ્હારા હૃદયનો અનુભવ ઉપર નોંધ્યો ત્હેમાં એ ભાવનો સંપર્ક ન્હોતો. કેમ વારું ?

* * *

મારી કોરેલી નામની સમર્થ વાર્તા લખનારી બહુ જ અહંતાવાળી છે; ત્હેનો ઉપહાસ કરતાં એક રમૂજી લેખ લખનાર હેના મુખમાં નીચેનું વચન (કલ્પિત વચન) મૂકે છે:

"You ask me why I am so modest. No great artist regards her work as her own. She is but the inspired medium. And when her labour attains fruition it passes from her possession and becomes the heritage of all time. She may admire it with whole heart; but only as one of the crowd, the unnumbered atoms of humanity."*

અહિં ઉપહાસવિષય બનેલી આ અહંતા, મમતા, અપ્રાસંગિક છે, મ્હેં નોંધેલા અનુભવમાં અહં, મમ એ વિચારની ઉત્પત્તિ જ ન્હોતી. જે મારી કોરલીને વિશે કટાક્ષવચનમાં કહેલું છે, તે વસ્તુતઃ મ્હેં નોંધેલા અનુભવમાં એકાંશે સત્ય સ્થિતિદર્શન હતું. અનન્ત કાળને સ્તુતિ માટે મ્હારી કૃતિ સોંપવાની ધૃષ્ટ બુદ્ધિ મ્હારા હૃદયમાં ઉદ્ભવી ન્હોતી, પરંતુ મ્હેં ઊપજાવેલા પાત્રની પ્રેમોત્પાદક શક્તિનું ભાન થતાં મ્હને એ પાત્ર ઉપર પ્રેમમોહ થયો, હું હેનો ઉત્પાદક છું એ ભાન

---

* "After Miss Marie Corelli, 'Choice Sayings'" by Owen Seaman; "English Humourists of Today" by J. A. Hammerton.

તત્કાળ તો લુપ્ત જ થયું હતું. આ રીતે જ મ્હેં નોંધેલા હૃદયાનુભવમાં સમભાવનો સંપર્ક ન્હોતો.

***

આ અખિલ બ્રહ્માણ્ડની સૌન્દર્યઘટના તરફ દૃષ્ટિ કરીશું? એ સુન્દર ઘટનાનો ઘડનારો શિલ્પી ગૅલેટિયાની મૂર્તિ ઘડનાર શિલ્પીની પેઠે પોતાની માયારચના ઉપર પ્રેમમોહથી બદ્ધ થાય તો આશ્ચર્ય નહિં. એ મહાન્ શિલ્પી તો નિરંતર ઘટના ઘડ્યે જ જાયછે; અને પ્રેમના બન્ધનથી બંધાયલો રહેછે, તેથી જ આ બ્રહ્માણ્ડઘટનામાં અવિચ્છિન્ન સૌન્દર્ય ર્‌હેતું જણાયછે. એ ઘટનામાં અણુરૂપ આપણે માનવજીવ, તે પણ એ શિલ્પીના પ્રેમપાત્ર બનિયે છિયે તે ઉપર સૂચવેલી વૃત્તિને પરિણામે જ હશે કની? કલાવિધાયકના હૃદયમાં પોતાનાં વિધાન અને વિધિ તરફ પ્રેમભાવ ન હોય તો કલાવિધાનમાં ઊનતા જ આવે.

***

મ્હારી એક જ વાર્તારચના માટેનું મમત્વ શા માટે મ્હને હોય? મ્હેં કેટલાક સમર્થ કથાકારો વિશે સાંભળ્યુંછે. હેમાંના એક ગુર્જર સાહિત્યમાં બહુ ઘૂમતા; અને હેને પોતાની કૃતિ તરફ અનન્ય મોહ પણ હતો. એક નવીન કથાકાર એ ગૃહસ્થ પાસે પોતે રચેલી વાર્તા લઈને ગયો; પેલા ગૃહસ્થે મુરબ્બીપણાનો ભાવ ભજવીને અલ્પ સ્તુતિની અંદર સ્પષ્ટ નિન્દા વીંટીને આપી, અને કહ્યું–"ત્હમને ટૂંકી વાર્તા લખવાનો અધિકાર નથી." પેલા નવીન લેખકે ધ્રૂજતે ધ્રૂજતે પૂછ્યું: "હાલના સમયમાં ગુજરાતમાં ટૂંકી વાર્તા લખનારા સારા લેખકો કોણ છે?" ગમ્ભીર મુખચર્યામાંથી ઉત્તર પ્રગટ થયો:"—ભાઇ છે; પણ તે બીજા વર્ગના;—ભાઈ પણ છે, તે–તેમ જ." "તો પ્રથમ વર્ગમાં મુકાય હેવો કોણ?". કાંઈક વિનીતતાના આવરણમાંથી ફૂટી નીકળતી અહંતા બોલી: "તે તો હું."

આ પ્રકારના સમર્થ લેખક કને મ્હારી વાર્તા લઈ જવાની-હિમ્મત હું ના કરી સકું તો નવાઈ નહિ.

***

મ્હારી કને તો માત્ર મ્હારી ગલેટિયા જ છે; એ ગૃહસ્થ કને તો અનેક કૃતિયો,- પ્રસિદ્ધ, અપ્રસિદ્ધ, અર્ધપ્રસિદ્ધ, ભાવિના ઉદરમાં ગૂઢ, હેવી અનેક કૃતિયો નૃત્ય કરતી ખડી રહીછે. પોતે આ પોતાની રચનાના દર્પણમાં જોતા જોતા, આનન્દસ્મિતથી, આત્મસ્તુતિના અમૃતપાનનો રસાસ્વાદ કરેછે. એ આસ્વાદ હરી લેવાને કોણ સમર્થછે?

***

"સૃષ્ટિદર્પણ પ્રતિબિમ્બિત શિવશોભા,
મધુરતા ગભીરતા મુનિમનલોભા."

હરિલાલ હર્ષદરાય ધ્રુવની આ દિંડીની પંક્તિયોનું અહિં સ્મરણ થઈ આવેછે. આ સૃષ્ટિદર્પણમાં પડેલી પોતાની શોભા જોનારો શિવ આપણે ઉપર કહેલા ગૃહસ્થની કક્ષામાં મૂકવાનો નથી. સૃષ્ટિરૂપી દર્પણમાં શિવની શોભા પ્રતિબિમ્બિત થયેલી અહિ વર્ણવીછે, ત્હેનું બે રીતે અર્થગ્રહણ થઈ સકશે:

પ્રથમ અર્થ:—પ્રતિબિમ્બિત રૂપ દર્પણમાં કોણ જુવે? પોતે પોતાનું જુવે. 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે' એમ નરસિંહ મહેતાનું વચન અહિ સ્ફુરી આવશે. અદ્વૈત સિદ્ધાન્તને દ્વૈત મતનો આસ્તિકવાદ પોતાના રસાર્દ્ર પાત્રમાં ધારણ કરીને આ વચનનો અર્થ કરશે. સૃષ્ટિ તે પરમાત્માનું પ્રગટ સ્વરૂપ–એ પરમાત્માના ચેતન અંશથી સચેતન સૌન્દર્યવાળું બનેલું; તેથી તે જ દર્પણમાં પરમાત્મા પોતાનું સૌન્દર્ય જુવેછે.

દર્પણ–તે દૃપ્=ગર્વ કરવો તે ઉપરથી છે. દર્પણમાં પોતાનું મુખ જોઈને સહુ કોઈ ગર્વપ્રફુલ્લ બનેછે; કૂબડો કાણો પણ દર્પણમાં જોઈને મૂછ મરડશે; કુરૂપા સ્ત્રી પણ દર્પણમાં જોઈને પોતાના ઉપર મોહિત થઈ વાળ સંકોરશે, હજાર ચાળા કરશે. આ દર્પનું કારણ દર્પણ હશે

કે દર્પણનું કારણ દર્પ હશે ? બીજરૂપે રહેલા દર્પને વિકસાવનાર માટે દર્પનું કારણ–સાધનરૂપ–દર્પણ. પરંતુ પરમાત્મા સૃષ્ટિદર્પણમાં પોતાનું પ્રતિબિમ્બ જોઈને ગર્વયુક્ત નથી થતો; એ તો આનન્દરૂપ દર્પ ધારણ કરેછે. પોતાની સૃષ્ટિમાં સૌન્દર્ય જોઈ, એ સૌન્દર્યનું નિદાન પોતે હોઈ, ગૅલેટિયાના શિલ્પીના કરતાં સહસ્રગુણ આનન્દ પ્રાપ્ત કરેછે;–એ સૃષ્ટમૂર્તિમાં અલૌકિક ચેતન પૂરાઈને સજીવ બનાવેછે તેથી.

લૌકિક દર્પણ અને પરમાત્માના સૃષ્ટિદર્પણ વચ્ચે એક બીજો ભેદ છે. લૌકિક દર્પણમાં મનુષ્યની વર્ણચ્છાયા, મુખરેખા, મૂળ બિમ્બ કરતાં પ્રતિબિમ્બમાં કાંઈક વધારે સુન્દર બનેલી જણાયછે. પરમાત્માના દર્પણમાં તેમ નથી. સૃષ્ટિદર્પણમાંનું પરમાત્માનું પ્રતિબિમ્બ તો મૂળ કરતાં ઊતોન છાયા પ્રગટ કરેછે.

બીજો અર્થઃ–દર્પણમાં પોતે પોતાનું પ્રતિબિમ્બ ના જુવે અને અન્ય વ્યક્તિ, દૃશ્ય, ઇત્યાદિનું પ્રતિબિમ્બ પણ જોઈ સકાય,–પોતે બાજૂ ઉપર ખશીને રહે અને બિમ્બને દર્પણમાં ગ્રહણ કરાય એમ ગોઠવે તો. આ રીતે આપણે સૃષ્ટિદર્પણમાં પરમાત્માનું પ્રતિબિમ્બ જોઈ સકીશું. દર્પણની જરાક બાજૂ ઉપર બિમ્બ આપણી પાછળ હોય તે વખતે પણ આમ બની સકે. ઉભય પ્રસંગમાં પરમાત્મા આપણી સંમુખ હોય તો તો પછી સૃષ્ટિદર્પણની જરૂર ના રહેવાની; ત્યહારે તો प्रभुमुख संमुख सर्वदा मोद अखंडित उर એ આપણા હૃદયની દશા થવાની; ત્યહારે તો—

*दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद् भासस्तस्य महात्मनः ॥

હેમાં વર્ણવેલી દીપ્તિથી આપણે તો અંજાઈ જ જઇયે. માટે આપણ દીન રંક ભક્તોને તો સૃષ્ટિદર્પણના અંતરપટની સહાયતાથી જ, અંજાઈ ગયા વિના, દિવ્ય સૌન્દર્યનું દર્શન સુલભ છે. સૂર્યનું દર્શન પણ ગ્રહણ વખતે કાચમાં કરી સકાયછે. ત્હેવો આ કાંઈક પ્રકાર છે.

---

* સહસ્ર રવિનાં બિમ્બો સામટાં વ્યોમમાં ઊગે,
ત્હેના જ્યોતિ સમો જ્યોતિ એ મહાત્માતણો ધગે.

પાછલાની પ્હેલાંના વિવર્તલીલા ના અંકમાં છેવટના ભાગમાં મ્હેં કહ્યું હતું કે સ્મરણપટ ઉપર કાયમની છાપ પડવા માટે લક્ષણ-શરીરના સ્થાયિ તત્ત્વને સબલતા આપનાર distinction—વ્યક્તિત્વ-રેખા—મુખ્ય સાધન છે. આ વ્યક્તિતામાં પછી વધતા ઘટતા ક્રમ હોઈ સકે. પણ વ્યક્તિતા શા શા ચમત્કાર કરી સકેછે તે આ સ્થળે જોવાનો પ્રસંગ નથી. પરંતુ એમ વિચાર મ્હને બહુવાર આવેછે કે વ્યક્તિતાનો શું આખરે લોપ થવાનો? સબળ વ્યક્તિતાવાળો માણુસ જીવન છોડીને જવાની સાથે એ વ્યકિતતા શૂન્યમાં લુપ્ત થવાની? મ્હારા મિત્ર રા. બ. કે. ઠાકોર કહો, કે રા. મણિશંકર ભટ્ટ કહો, કે બીજા બધા કહો, હેમની વ્યક્તિતાએ જે છાપ મ્હારા મન ઉપર પાડીછે તે છાપ જાણે આત્મનિષ્ઠ (subjective) ગણીને હેમના જીવનથી, પ્રત્યક્ષ અસ્તિત્વથી, વિમુક્ત ગણીશું. પણ શું હેમની વ્યક્તિતા જાતે કાંઈ નહિ હોય? અદ્વૈત-દર્શનમાં એ વ્યક્તિતાને માયાઘટનાની બ્હાર સ્થાન ના મળી સકે એમ હોય તો માનવહૃદયને સંતોષ શો? આશ્વાસન શું? જીવાત્મા પરમાત્માનું ઐક્ય જ સમઝાવતાં જીવની વ્યક્તિતા ના જ રહેવાની; એ શૂન્યવત્ સ્થિતિમાં નિર્વિકલ્પ આનન્દ હશે, પણ ઉત્તરોત્તર વિકાસ, પ્રયાસ, ઇત્યાદિનો તો ધ્વંસ જ કની? મ્હને તો આ કલ્પના બહુ ખૂંચેછે.

---

આ શઙ્કાનું સમાધાન આપનારો ઉત્તર Sorly નામના પંડિતના Moral Values and The Idea of God એ પુસ્તકમાંથી બહુ

સચોટ સ્વરૂપનો જડયાથી અતિ લંબાણ થવા છતાં ઊતારુંછું;—કાઈક સાર આપીને. જીવનમાં વર્તમાનમાં સંતુષ્ટ ના રહેતાં નવી નવી શક્તિ-સાધનાઓ તરફ વધ્યા જવું એ Moralityનું—નીતિનું—સ્વરૂપ છે. જીવનના અનુભવો માનવને નિશ્ચેષ્ટ સ્તબ્ધ દશા માટે નથી, પણ નવા નવા પ્રયાસો માટે યોગ્યતા આપવા, સમર્થ બનાવવા, માટે છે. માનવના અન્તિમ ભાવિનું સ્વરૂપ બેમાંથી એક પ્રકારનું ધારી સકાય: કાં તો ઐહિક જીવન પછી સેવાની આજ્ઞા નવા પ્રયાસ માટેની મળે, અથવા તો સર્વ જીવનના નિદાનભૂત તત્ત્વમાં પોતાનું વ્યક્ત જીવન વિલીન થાય. પરિણામ શું થવાનું તે આપણે કહી સકીશું? સર્વ જીવનના મૂળ તત્ત્વમાં વિલીન થવું તે જ અન્તિમ દશા થશે? અને જીવની ઉચ્ચાવચ આવેશપૂર્ણ પ્રવૃત્તિનું સાચું લક્ષ્ય શું એટલું જ કે હૃદયવૃત્તિઓ નચાવનારા સંસારના નાટકને અનુપમ રસમય જે બનાવેછે તે પૃથક્ વ્યક્તિત્વનું લોપરૂપે સમર્પણ કરી દેવું? એમ હોય તો અન્તિમ પરિણામ તે પૂર્વની સ્થિતિ કરતાં ચઢિયાતું શી રીતે કહેવાશે? હેવા લક્ષ્યની પ્રાપ્તિ તે ત્યહાં પ્હોંચવાના માર્ગક્રમણને યોગ્ય ગણાશે ખરી? મુક્તદશાને યોગ્ય થવાની ક્ષણે જ પોતાની સ્વતન્ત્ર, પૃથક્ સંવેદનશક્તિનો ત્યાગ જ કરવો પડે તો પછી વ્યક્તિયોના અસીમ પ્રયાસો અને પીડાઓનું પ્રયોજન જ શું? હાવા હાવા પ્રશ્નો ઉપસ્થિત કરીને એ પંડિત એ નિર્ણય સૂચવેછે કે આ જીવન પછી વ્યક્તિતાનું વિલોપન નહિં, પણ નવા નવા પ્રયાસ, નવી નવી ઉત્ક્રાન્તિ, નવી સાધનાના નવાં નવાં શુભ પરિણામો પ્રાપ્ત કરનારું વ્યક્ત જીવન ઉન્નતિક્રમમાં ચાલ્યું જ રહેવું જોઇયે.

મ્હારી હૃદયમતિ પણ એમ જ કહેછે. વ્યક્તિતાનો લોપ મનમાં ઊતરી સકતો જ નથી. પ્રતિક્ષણે ભિન્ન થતા આપણા કાયિક સ્વરૂપને વિશે પણ અમુક વર્ષોને અંતે સર્વ શરીરઘટના બદલાયા છતાં વ્યક્તિતા કાયમ રહેછે એ મત સ્વીકારાયોછે, તે જ રીતે આપણા આત્મ-સ્વરૂપને વિશે પણ વ્યક્તિતાની સાચવણી એ પરમ દયાળુ પ્રભુની યોજનાનું એક મ્હોટું અંગ હું ગણુંછું.

"વસન્ત" ના ગયા ચૈત્ર માસના અંકમાં "સુરદાસ અને ચિન્તા-મણિ" એ મથાળાનો અનુપમ કલાવિધાન દર્શાવનારો લેખ આવેલો તે તરફ આ વિચારપ્રસંગે દૃષ્ટિક્ષેપ કરૂંછું. એ લેખનું તાત્પર્ય કાંઈક હેવું જણાયછે કે સુરદાસે ચિન્તામણિમાં પોતાના આધ્યાત્મિક સંદેશ સમર્પવાની સાથે જ સુરદાસના તે અંશ ખરી પડ્યા! અસાધારણ ઉત્સાહથી સુરદાસે ઊંચાં, સનાતન, સત્ય તત્ત્વોનો ઉપદેશ કર્યો; આ જીવનના વિલાસોમાં નિમગ્ન ચિન્તામણિનું આત્મપરિવર્તન થયું. "અનાદિ અનન્ત ઈશ્વર અને હેની અકલ રચનાનું ભાન" ચિન્તા-મણિને આ પૈગમ્બરે કરાવ્યું. "ત્હેના પ્રિયતમની અસાર સ્વપ્ન જેવી મૂર્તિ કરતાં પ્રભુની અનુપમ છાયા ચિન્તામણિને અધિક આકર્ષક લાગી, પરમાત્માની દિવ્ય ભાવનાની ત્હેને ઝાંખી થઈ, મનુષ્ય પ્રતિના ત્હેના સ્નેહનું મલિન ઝરણું શુદ્ધ થઈ એ અખંડ સ્વર્ગીય જ્યોતિ તરફ વ્હેવા લાગ્યું. વ્યક્તિના ક્ષુદ્ર કલહ અને ક્ષુદ્ર કામ તે પળવાર વીસરી ગઈ. બ્રહ્માણ્ડમાં વ્યાપી રહેલા એક પરમ પૌરુષ તરફ તે ખેંચાયછે એમ ત્હેને ભાસ્યું. પ્રેમ ત્યાગ ને ભક્તિના માંઘા પાઠો તે શીખી ગઈ એમ ત્હેને લાગ્યું."

* *

હાવું અદ્ભુત ચારિત્ર્યપરિવર્તન જે શક્તિથી થયું તે શક્તિના અધિ-ષ્ઠાનભૂત પૈગમ્બર સુરદાસને આ સત્કૃતિનો બદલો જોઇતો ન્હોતો; પરંતુ બદલો શો મળ્યો? એ લેખના લખનાર "યુવક" ની યોજનામાં અદ્ભુત બદલો ઉપસ્થિત થયોછે. એ જ્ઞાનગમ્ભીર "યુવક" ના શબ્દો જ ઊતારુંછું: "અને હવે સુરદાસને શું થયું હતું? વિચિત્ર પ્રકારનાં ચિહ્નો ઉત્પન્ન થયાં હતાં. હેના મુખપરનો આવેશ ઓછો થઈ ગયો હતો. શું બન્યું હતું? એ ન્હોતો સમજી શકતો—હજી નથી સમજી શકતો. હેની ભક્તિનો સંપૂર્ણતાથી પ્રકાશ કરતાં ભક્તિનો હેણે વ્યય કર્યો હતો; હેની ધર્મવૃત્તિનું સ્પષ્ટતાથી નિવેદન કરતાં ધર્મવૃત્તિનો ત્હેણે નાશ કર્યો

હતો; હેના હૃદયના ભાવો સ્ફુટતાથી પ્રગટ કરતાં એ ભાવને જ શોધી લીધો હતો."

આ અલૌકિક ચમત્કાર શું 'ચિન્ત્ય' નથી? આ આધ્યાત્મિક દર્શન out of focus, કેન્દ્રસ્ખલિત, શું નથી લાગતું? આરમ્ભમાં વ્યક્તિતાની અલોપ્યતા મ્હેં જે દર્શાવીછે તે તત્ત્વને ધ્યાનમાં લેઈશું તો જણાશે કે આ ચમત્કાર આધ્યાત્મિક અસંભવગ્રસ્ત છે; મનુષ્યની આધ્યાત્મિક કમાઈ વ્યક્તિત્વના બન્ધારણમાં હેવી ઓતપ્રોત રહેછે, એ વ્યક્તિત્વ ઘડવામાં તત્ત્વરૂપ બનેછે, કે વ્યક્તિત્વથી તે છૂટી પડી સકે જ નહિ.

***

આ "યુવક" ને ઉપર સૂચવેલો અસંભવ, કાંઈક અજ્ઞાત રીતે, બુદ્ધિના ગૂઢ ખંડમાં, ખૂંચતો હોવો જોઈયે. તેથી જ પોતે નોંધેલા, પોતે ઉપજાવેલા, ચમત્કારનું સમાધાન કરવાને એ મથેછે: "ભૌતિક શક્તિયોની પેઠે મનોભાવના આવેગને પણ સીમા હોયછે. હેના સમાવેશની હદ આવી ગઈ હતી એ ત્હેણે જાણ્યું નહિં. કદાચ બીજાને આપણા મતના કરવામાં આપણે પોતાના વિશ્વાસનો કાંઈક ભોગ આપવો પડતો હશે, આપણી માન્યતાનો કાંઈક ત્યાગ કરવો પડતો હશે. અને તેથી હેની આ સ્થિતિ થઈ હશે." આમ એ "યુવકે" કલ્પના રજૂ કરીછે.

આ સમાધાનના કવચમાં અનેક વેધ્ય સ્થળ છે. પ્રથમ તો સુરદાસે સમર્પેલાં આધ્યાત્મિક સત્યોના જ્ઞાનને કેવળ મનોભાવની કક્ષામાં મૂકવામાં જ ભૂલ્ય થાયછે. પછી, ત્હેને ભૌતિક શક્તિઓની સાથે સમતોલ કરવામાં બીજી ભૂલ્ય થાયછે. અને છેવટે, આ આધ્યાત્મિક ધનને ભૌતિક ધનની પેઠે વ્યયે કરીને ઊનતા થવાનો ધર્મ આરોપવાથી પરમ ક્ષતિ થઈછે. બુદ્ધિના જ ક્ષેત્રમાં દર્શન કરિયે, તો વિદ્યા અન્યને આપ્યાથી આપનારના ભંડારમાંથી લુપ્ત થતી નથી—એ ધોરણ જ દૃષ્ટિમાં રાખ્યું હોત તો આપણો "યુવક" આ વક્રદર્શન ના કરત. પરંતુ

આધ્યાત્મિક જ્ઞાન અને બળ તે સામાન્ય વિદ્યા કરતાં પણ આ બાબતમાં વધારે શાશ્વત સ્વરૂપનાં છે, તે સ્મરણમાં રાખીશું તો આ "યુવક"નું તત્ત્વદર્શન વિશેષ શિથિલ જણાઈ આવશે. જ્યોતિમાંથી જ્યોતિ પ્રગટાવતાં મૂળ જ્યોતિ ક્ષીણ થતો નથી એ વાતનું સ્મરણ કરાવવાની જરૂર નથીઃ

"As one lamp lights another, nor grows less,
So nobleness enkindleth nobleness." *

આ વચનમાં દર્શાવાયલું સત્ય આ "યુવક"ની જાણની બહાર તો નહિં જ હોયઃ માત્ર તે તરફ આંખ્ય બન્ધ કરાઈ ગઇછે એમ લાગે-છે. આધ્યાત્મિક ધન અન્યને દાન કર્યાથી ક્ષીણ નથી થતું એ જ હેની વિલક્ષણતા છે. એ વિલક્ષણ સ્વરૂપ દિવ્ય દર્શનની પરમાવધિ કક્ષામાં પ્રવેશ કરનાર દ્રષ્ટાઓ બતાવી ગયાછે કે

पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ †

---

* J. R. Lowell.

† (૧) મૂળ વચનનું લક્ષ્ય પરમાત્માનું સ્વરૂપ છે, ત્હેનો આધ્યાત્મિક શક્તિના સ્વરૂપમાં અહિં મ્હેં બુદ્ધિપુરઃસર વિનિયોગ કર્યોછે,–એ ઇશારો કરવાની જરૂર છે ?

(૨) "યુવકે" થાકી જઈને છેવટનો ખુલાસો આપ્યોછે તે તો તદન વિચારની બ્હાર રાખવા લાયક છે: "કદાચ એ તદ્દન થાકી ગયો હશે અને હેના ઉત્સાહનો અગ્નિ સળગી અને હોલવાઈ ગયો હશે, અને હેની બુદ્ધિએ ચિત્તવૃત્તિ ઉપર વિજય મેળવ્યો હશે."

ઊંચા આધ્યાત્મિક તત્ત્વનો એ સંબન્ધના ઉત્સાહની ક્ષીણતાથી વ્યય થઈ જાય એ અકલ્પ્ય છે. અને આ ઉચ્ચ તત્ત્વને માત્ર ચિત્તવૃત્તિનો જ વિષય ઠરાવવામાં દિવ્યજ્ઞાનનું ઉચ્ચ દર્શન કથળી જાયછે; સહજ ઉપલબ્ધિ (Intuition) તે બુદ્ધિ કરતાં ઊંચી કક્ષા ભોગવેછે તે ભૂલી જવાયછે.

From a world left cold and dead
Romance is fled.

આ પંક્તિયો મ્હેં કોક સમયે કોક માસિકમાં કે પુસ્તકમાં વાંચેલી, ક્ય્હારે ક્ય્હાં તે યાદ નથી. અને આ વિશે મ્હારા કોઇ પૂર્વે લખાયલા લેખમાં કાંઈ મ્હેં કહેલુંછે કે કેમ તે પણ સ્મરણમાં રહ્યું નથી. પુનરુક્તિ અંશતઃ આવશે તો ભલે. પણ આ ઉપર કેટલાક છૂટક વિચાર સ્ફુરેછે તે નોંધુંછું.

Romance શબ્દમાં જે ઊંડો અને સંકીર્ણ અર્થ ભરેલોછે ત્હેનું ગુજરાતીમાં એક શબ્દમાં, સામર્થ્યયુક્ત શબ્દમાં, પ્રકટીકરણ કરવું કઠણ છે. **રસિક ઉદાત્ત ભાવના** એ શબ્દો અનિર્વાહે મૂકુંછું उदात्त=उत् +(आ+दानो ભૂત કૃદન્ત) आत्त. જે વૃત્તિ આપણને આપણા સ્વત્વબિન્દુ-માંથી બ્હાર ખેંચી લઈ જાય, આત્મવિલોપન કરી અન્યમાં સમર્પણ કરે, ત્હેમાં રસિકતાનો અંશ ભળે તે ભાવના romance માં આવેછે. ટૂંકામાં હેને ઉચ્ચ રસિકતા કહીશું. આ રસિકતા જીવનમાંથી, જગત્-માંથી, બાતલ થાય તો એ જીવન, જગત્, શબવત્, શીત ભરેલા શબવત, રહેશે એ મતલબ ઉપરની પંક્તિયોની છે.

***

એ પંક્તિયોમાં prolepsis નામનો અલંકાર છે; રસિક ભાવના ઊડી ગયા પછી જગત્ શીત શબ જેવું રહેશે—એમ ક્હેવાને બદલે શીત શબ જેવા જગતમાંથી રસિક ભાવના ઊડી ગઇછે, એમ ક્હેવામાં પ્રથમ કાર્ય અને પછી કારણ એમ બુદ્ધિપુરઃસર, ક્રમવિપર્યય કરેલોછે.

कार्यकारणनो पौर्वापर्यविपर्यय તે અતિશયોક્તિ અલંકારનો એક પ્રકાર કહેલોછે તે અહિ આ વચનમાં સબળ છાપ પાડનાર બનેછે.

પરંતુ આપણે આ અલંકારપરીક્ષા સાથે કામ નથી. આ વચનમાં રહેલું ગમ્ભીર ચિન્તન આપણે આજ જોવાનો પ્રયત્ન કરીશું. શરીરમાંથી આત્મા ઊડી જતાં શબ, શીત શબ, રૂહે, તેમ અહિ સંસાર, જગત્, એ દેહનો આત્મા romance, રસિકભાવના, છે એમ બતાવેલુંછે. શેર બજારમાં જઈ ધનના જડ વાતાવરણમાં એ આત્માનું દર્શન થતું નથી. સંસારના વ્યવહારના રસિકતાવિરોધી પ્રત્યેક પ્રકાર એ આત્માથી વિમુખ છે. જે જે પ્રવૃત્તિમાં એ રસિકભાવનાનો અંશ નથી તે પ્રવૃત્તિ જીવનને શબવત્ બનાવનારી છે. એ રસિક ભાવના chivalry થી ભિન્ન છે. (Chivalry માટે "પ્રેમ–શૌર્ય" શબ્દ મ્હને રુચતો નથી,) આ romance ની ભાવના તો માનવવ્યક્તિના સાદા જીવનમાં પગલે પગલે જડી સકશે.



યુવાવસ્થામાં પ્રવેશ પણ ના પામેલો બાળક પોતાની ગોઠિયણ કન્યા જોડે રમતગમત કરતાં ગૂઢ રીતે આ રસિક ભાવનાનાં ઝરણોમાંથી રસબિન્દુનો આસ્વાદ કરેછે. યુવકયુવતિના આત્મવિલોપક પ્રેમસંબન્ધમાં આ ભાવના પ્રગટ થાયછે. માતાના શિશુ પ્રત્યેના, અન્ય સર્વ પદાર્થને વિસ્મરણના અન્ધકારમાં ડૂબાડનારા, અનન્ય પ્રેમમાં એ ભાવના જીવન્ત દીપિત ત્હમે શું નથી દેખતા? ગરીબોના ઝૂંપડામાં એ ભાવનાની કૌમુદી દીપેછે ત્હેવી અન્યત્ર દીપતી નથી, એમ અત્યુક્તિ તો નહિ કરું, પરંતુ જેમ રાજમહેલમાં તેમ ઝૂંપડીમાં એ ભાવના સમાન ભાવે પોતાની દીપ્તિ બિછાવેછે.

"Yon silver beams!
Sleep they less sweetly on the cottage thatch
Than on the dome of kings?"

એ શેક્સપીઅરની પંક્તિયોમાં ભૌતિક કૌમુદી વિશેનું વચન આ હૃદયવ્યાપારની કૌમુદીની વ્યંજના પણ રજૂ કરેછે, એમ આ ક્ષણે મ્હને લાગેછે.

* * *

અમદાવાદમાં રિચીરોડ ઉપરના ફ્ર્નાંનડિઝ પૂલની જગા પાસે ફુળાવાળાની પાટયો અસલ હતી. તે આગળ હું એકવાર સ્કૂલમાંથી કે કહિંકથી ઘર તરફ જતો હતો. પાટયોની સ્હામે દુકાનોનાં છાપરાંની પાંખો નીચે રસ્તામાં એક ગરીબ ભિખારણ પોતાના ધાવણા બાળકને તેડીને ચાલતી હતી; એકાએક છાપરા ઉપરથી એક નળિયું ખશીને નીચે પડયું. ભાગ્યું; બાળકના માથા ઉપર વાગતે વાગતે રહી ગયું. તરત ભિખારણે બાળકને છાતી સરસું દાબ્યું અને હેના ગાલ ઉપર, પ્રભુ પ્રત્યે ઉપકાર, બાળક પ્રત્યે વાત્સલ્ય, સ્વગત આનન્દ, ઇત્યાદિ અગમ્ય ભાવના મિશ્રણની મુદ્રા પાડનારું એક ચુમ્બન કર્યું. આ દશ્ય હજી મ્હારા હૃદયના ઊંડાણમાં એક કોમલ ખંડમાં, પ્રતિબિમ્બિત થઈ રહેલું કાયમ દીપ્તિથી દીપેછે. હાવાં દીન જનોનાં જીવનમાં ગૂઢ રસિકભાવનાનાં દર્શનો સંસારમાં અનેકાનેક થાય એમ છે. Romance માટે અદ્ભુત રસની, રજપૂત વીરોની, કથાઓ સૂધી જવાની જરૂર નથી.

* * *

આપણે આપણા જીવનમાં અનેક વ્યક્તિયો જોડે સંપર્કમાં આવિયે છિયે; સંપર્ક નથી થતો તો, ક્ષણિક ઝબૂકાની પેઠે, અનેક વ્યક્તિયો આપણા જીવનમાર્ગમાં થઈને ચાલી જાયછે. ત્હેવી વ્યક્તિયોમાંથી કોઇ કોઇ પ્રતાપવાળી વ્યક્તિ આપણા હૃદય ઉપર અગમ્ય, અલૌકિક, પવિત્ર, પ્રેમ કરતાં ઊંચા કોઇક ભાવની છાપ પાડીને સંક્રમણ કરી જાયછે. એ શું romance નું મન્દિર ચણવા માટેની સુવર્ણમય ઇંટયો નથી ?

આ પ્રકારથી બીજા પ્રકારની રસિક ભાવનાના પ્રદેશમાં જઇયે. બાલકોના ઉલ્લાસમય જીવનમાં જો આપણે હૃદયપૂર્વક ભાગ લઇયે, તો

એ ભાવનાના દિવ્યમન્દિરના કેવા સુભગ ખંડો આપણી નજરે પડશે! આપણે મ્હોટા થતા જઇયે છિયે તેમ તેમ બાળકોના ઉલ્લાસાદિક જોડે સમભાવ કેમ ઘટતો જાયછે? રાજકીય પ્રશ્નો, ધનોપાર્જન, ફિલસુફી અને કવિત્વ પણ;–આ સર્વ બાળકની દિવ્યતા કરતાં શું વધારે કીમતી છે? કવિ વર્ડ્સ્વર્થે દરિયા કિનારે રમતી પોતાની પૌત્રી કે દૌહિત્રી (યાદ નથી પણ હેવી) બાલિકાને ઉદ્દેશીને કહેલું:—

"Thou livest in Abraham's bosom all the year;
God being with thee when we know it not."

તે સ્મરણમાં આણો. આપણા કરતાં વિશેષ નિકટતાથી અને નિરન્તરતાથી બાલકનો અન્તરાત્મા પ્રભુના સહવાસમાં રમેછે. માટે જ કવિ કરતાં પણ ઊંચો અધિકાર બાલકનો છે. કવિ! તું મદ ના ધરીશ; તું ઊડેછે તે આકાશમાં બાલક ત્હારા કરતાં પ્હેલું, વધારે ઊંચે, વધારે દિવ્ય સંગીતથી ભરેલા પ્રદેશમાં ઊડેછે. જ્ઞાનાદિકના અભિમાનથી ફૂલાતા માનવ! બાલક જોડે તું રસ્તામાં હીંડેછે તે વખતે ધન, માન, રાજકીય સંચલનો ઇત્યાદિના તરંગોમાં તું રમેછે, ત્હારે બાલક સુન્દર ફૂલ તોડવા ઊભા રહેવાનું ત્હને કહેછે; તું ગણકારતો નથી; બાલકની ચંચલતા, અસ્થિરતા માટે તું ઠપકો દઈ સીધે રસ્તે જવાનું કહેછે; તું હેનો દિવ્ય અધિકાર જાણતો નથી, ગણકારતો નથી. ત્હને ખબર છે કે આ વખતે હું ઉપેક્ષા કરુંછું પણ એ ફૂલ ફરી કદી તોડાશે નહિં? તું પાછળથી પસ્તાઇશ.

***

આ ઉપરથી Mrs. Barclay (મિસિસ બારકલે) ની એક સુન્દર હૃદયદ્રાવક, ટૂંકી વાર્તામાંનો બનાવ સ્મરણમાં આવેછે. માતા પોતાના ઘરના બગીચામાં બેઠી હતી; હેની લઘુ વયની બાલિકા આવી; "મા, મા, હું પેલું ધોળું ગુલાબ તોડું?" માએ ધમકાવી; દીન વદન લઈ બાલિકા ચાલી ગઈ. એ માતાની એક સખી પાસે બેઠી હતી,

તે બોલી: "મોહિની! છોકરાંને રમવા માટે ફૂલ ના મળી શકે તો ફૂલવાડી શા કામની?" ઉત્તર મળ્યો: "લીલા! તું પરણી નથી એ જ ઠીક કર્યુંછે; નહિ તો તું ત્હારાં છોકરાંને બગાડી જ નાંખત."

ત્રણ અઠવાડિયાં પછી મરણે છીનવી લીધેલી પેલી બાલિકાની માને આશ્વાસન દેવાને લીલા ગઈ. તે બાલિકાના કોમલ શરીરને શ્વેત ગુલાબના પુષ્પોથી ઢાંકી દીધું હતું, હાથ ઉપર ફૂલ, મુખ ઉપર ફૂલ, જ્યહાં દૃષ્ટિ પડે ત્યાં ફૂલ જ ફૂલ પડેલાં હતાં. તે વખતનું દૃશ્ય તથા સંલાપ જુવો:

"લીલા! તે દિવસે બાળુડી મેના ફક્ત એક ફૂલ માંગતી હતી–ફક્ત એક જ અને તે મ્હેં અભાગિયણે ત્હેને લેવા ના દીધું. હાય! મ્હારી મેના?"

લીલા: "મોહિની! એમ ગાંડી શિદ થાયછે? અત્યારે ત્હેં હેને આટલાં તો આપ્યાંછે!"

મોહિની: "અત્યારે હવે શા કામનાં? હવેનાં હજાર ફૂલ તે વખતે ત્હેણે એક લીધું હત અને ત્હેને જે આનન્દ મળત તે આનન્દ આપવાને અસમર્થ છે. હાય! વેળા ગઈ! અરે પ્રભુ! કાળનાં રથચક્ર! તે શું કદી પાછાં ફરી સકે તેમ નથી? શું હું મ્હારી મધુરી મેનાનો અવાજ નહિ સાંભળી સકું? તે જાણે મ્હને કહેતી હોય: 'મા! મા! હું એક ફૂલ લઉ? અને હું જવાબ આપતી હોઉ કે ત્હારાથી જેટલાં લેવાય તેટલાં લઈ લે!'–આમ સ્વપ્નદર્શન જોઉંછું."

આ મધુર વૃત્તાન્ત 'વસન્ત'ના એક જૂના અંકમાંથી * ઊતારીને મૂકવાની પુનરુક્તિ કરવા માટે ક્ષમા માગવાની જરૂર નથી.

---

* "કાલચક્ર"–'વસન્ત' આષાઢ સંવત્ ૧૯૭૨, પૃષ્ઠ ૩૬૬–૩૬૭. મ્હેં થોડાક શબ્દના ફેરફાર કરવાની છૂટ લીધીછે.

*
* *

પણ જરાક આડા આપણે ગયા. હાવા મધુર ગમ્ભીર કરુણ વૃત્તાન્ત કો'ને આડા ના લઈ જાય ?–Romance ની ભાવનામાં આત્મ-વિલોપન પ્રવર્તેછે એમ મ્હેં ઉપર કહ્યું. પણ તે કરતાં કાંઈક વિલક્ષણ આત્મવ્યાપાર ત્હેમાં પ્રવર્તેછે. આત્મવિલોપનમાં તો કેવળ નાસ્તિકતાની સ્થિતિ આવે. આ romance-માં તો આત્મવિસ્તારનો પ્રસંગ છે. રસ-પોષક અન્ય વ્યક્તિ અથવા વ્યક્તિયોનો પોતાનામાં સમાવેશ કરી,—એ રીતે અદ્વૈત સાધી,–आनन्दसान्द्रो लयः અપૂર્વ પ્રકારનો સાધવાની સાથે આત્મવિલોપન નહિ પણ આત્મવિકાસ સધાયછે.

*
* *

ત્હમારા આ પ્રકારના અનુભવોનું સ્મરણ કરો. કોઇ પણ કાળે ના દીઠેલી, ના ઓળખેલી લલના ત્હમને અણધાર્યે પ્રસંગે, અણધાર્યે સ્થળે, નજરે પડી; એક જ વાર ચક્ષૂરાગ–અમાનુષ ચક્ષૂરાગ–પ્રગટ થયો; ફરી કદી પછી દર્શન ના થયું, દર્શનની ઇચ્છા પણ હૃદયમાં ના પ્રગટી; માત્ર ક્ષણિક દર્શનને પ્રસંગે એ લલનાનાં નયનના ઊંડાણદ્વારા આત્માના દિવ્ય ઊંડાણમાં નિમગ્ન થતાં જાણે અનન્ત યુગથી બંને આત્માઓનું પિછાણ હોય એમ ઉદાત્ત ભાવવાળી રસિકતાનું ઝરણ ઝર્યું; સ્મરણના ઊંડા કોમલ ખંડમાં છાપ કાયમની પડી,–દિવ્ય લોકનાં દર્શન કરાવ-નારી, મલિન વૃત્તિનો ગન્ધ પણ નહિ હેવી, છાપ પડી. આ આત્મ-સંપર્કને માનવભાવનાઓ કદી પ્હોંચી નહિં સકે. આ દિવ્ય romance ઊંચા આકાશમાં ચમકતા, માનવ જીવના સ્થૂલ સ્વરૂપને અપ્રાપ્ય, અગમ્ય, તારાગણની પેઠે દીપી રહેતું ત્હમે અનુભવ્યું હશે; હેને ત્હમે ત્હમારા હૃદયના પવિત્ર દેરાસરમાં સ્થાપી રાખતા હશો, પૂજા અર્ચાની મૂર્તિની પેઠે માનસિક પૂજાથી પૂજતા હશો. જરૂર આ romance ની ઉચ્ચ ભાવના ત્હમે કળી સકશો.

*
* *

મ્હારી વાચક ભગિનીઓને પણ ઉપર કહેલા અનુભવનું સ્મરણ યથાસંભવ પાત્રના ફેરફાર સાથે કરાવું અને એ જ પ્રશ્ન રજૂ કરું અને

એ જ દર્શન મનની આગળ ખડું કરાવું તો અનુચિત નથી. તો તે પ્રમાણે સમજી લેવાની વિનંતિ છે. કોઇ ઉદ્ધત પ્રશ્ન પૂછશે કે આ આત્મસંપર્ક સ્ત્રીપુરુષનો જ સંભવે ? પુરુષ પુરુષનો કે સ્ત્રી સ્ત્રીનો સંભવે કે નહિ ? પ્રશ્ન ઉદ્ધત નથી, વિષમ છે. છતાં અલ્પ બુદ્ધિને એમ લાગેછે કે સ્ત્રીપુરુષની ઘટના જ અલૌકિક નિયમને વશ છે. તેથી સ્ત્રીપુરુષ વચ્ચે જ એ આત્મસંપર્ક સંભવે. તો શું આત્મામાં પણ sex–સ્ત્રી પુરુષ હેવો ભેદ હશે ? શા માટે નહિં ? પરજીવનમાં મેળાપ થતાં શારીરિક ભેદ લુપ્ત છતાં સ્ત્રીપુરુષ એમ ભાન થાય, તો એ ભેદ આત્માના બંધારણમાં પણ ખરો–એમ મતકલ્પના કરી સકાય ખરી. પણ આ ગહન વિષયમાં માનવજંતુને પ્રવેશ કરવાનો અધિકાર નથી. इत्यलम्.

---

અનુલેખ:—Romanceમાં અદ્ભુતતાનો અંશ પણ ભળેછે; પરંતુ તે મ્હારી અલ્પ બુદ્ધિ પ્રમાણે કાંઇક ગૌણ અંશે અને Romance ના પાછળથી વિકૃતિ પામેલા પ્રયોગમાં પસાડેલો અંશ છે; હેતું તત્ત્વ તો ઉદાત્ત રસિકતા એ જ છે. તેથી, તેમ જ ઉદાત્ત રસિકતામાં અદ્ભુતતા ગૂઢ રૂપે રહેલી છે તેથી પણ, આ ચર્ચામાં અદ્ભુતતાના અંશનો સ્પર્શ કર્યો નથી.



## મૌન

આજ મૌન વિશે થોડુંક બોલું? કેવી વદતોવ્યાઘાતવાળી ઇચ્છા! મૌન માટે બોલવું વળી શું? મૌન માટે મૌન જ ઉચિત. આ નિયમનો ભંગ કરતાં એક પટાવાળા અને હેના સાહેબની વાત યાદ આવેછે. પટાવાળો બહુ બોલકણો હતો, સાહેબને એ પસંદ નહોતું પડતું; એક હુકમ આપ્યો કે તરત પેલાની વક્તૃત્વછટા ચાલે. સાહેબે હેને રોક્યોઃ "तुम ज्यादा वात मत करो." "वहोत अच्छा साव! मैं नहिं वोल्ता." "फिर ए वोलता नहिं तो क्या?" "साव मे तो फक्त ऐसा कहता था–" "चूप! फिर और वोला? चूप, विलकुल चूप रहो!" આ સખ્ત મનાઈ પછી તો મૌનની આશા આપણે રાખિયે જ; પણ—તરત વાચાળ પટાવાળાનો તાબેદારી બતાવતો ઉત્તર આવ્યોઃ "अच्छा साव! छोड दिया; अव नहीं वोल्ता!" હું પણ એ પટાવાળા જેવો જ મૌનનું પાલન કરીશ. માટે બોલુંછું.

***

મૌન એ કર્તવ્યરૂપ ક્યહારે બનેછે? આપણા ઉપર કોઇ કોપ કરે ત્યહારે એ સ્હામા માણસને નિઃશસ્ત્ર કરવાનું ઉત્તમ સાધન મૌન છે એટલું જ નહિ, પણ કર્તવ્યરૂપ પણ છે. હેવા અનેક પ્રસંગો છે; અને એથી ઉલટું,—

"અગર બીનમ્ કે નાબીના વ ચાહસ્ત,
વગર ખામોશ બિનશીનમ્ ગુનાહસ્ત."
(અન્ધના પન્થમાં દેખું ગર્ત, ને મૌન જો ધરું,
ગર્તપાત થવાં હેનો, પાપનો દોષી હું બનું.)

એ પ્રકારમાં મૌનભંગ એ પણ કર્તવ્ય છે. પરંતુ આ જ હાવી કર્તવ્યમીમાંસા મ્હારી પ્રતિજ્ઞાનો વિષય નથી. તેમ विस्मृतं मौनमपण्डिता-नाम् એ બોધવચનના પ્રસંગનો પણ સ્પર્શ કરવો નથી. બાકી એ બોધ સફળ થયો હોત, તો આપણાં માસિકો, વર્તમાનપત્રો, વગેરે સાહિત્યને કેટલો ઘોડો પ્હોંચત! એ સાહિત્યમાં પસારો કરનાર અન-ધિકારી વર્ગ મ્હારા ઉપર કોપાયમાન થશે માટે આ દર્શનનો વધારે વિકાસ હું કરીશ નહિ.

મ્હારે તો આજ વાણી અને મૌન એ બેની તુલના જુદી જ દૃષ્ટિથી કરવીછે; બેમાં રહેલાં અંતઃસામર્થ્ય સરખાવવાં છે. વાણી માનવવિચાર દર્શાવવાનું સમર્થ સાધન છે, છતાં અસમર્થ સાધન છે. यतो वाचो निवर्तन्ते એ પરમાત્મસ્વરૂપને વિશે જેમ સાચું છે, તેમ ઊંચા પરમ સત્યને વિશે, માનવહૃદયનાં ઊંડાં મથનોને વિશે, હૃદયભાવને વિશે ગમ્ભીર ચિન્તનોને વિશે, તેટલે અંશે નહિ પણ ત્હેવી રીતે સાચું છે જ. ઊંચામાં ઊંચી કવિત્વની ગતિ જે વાણીનો ઉપયોગ કરેછે તે વાણીનાં બે સ્વરૂપ છે—એક સામર્થ્યરૂપ, બીજું અસામર્થ્યરૂપ; અને હેની એ અસમર્થતામાં જ એક પ્રકારનું સામર્થ્ય, સૌન્દર્યશક્તિ, વસેછે. કવિતાની વાણી જે બોલેછે તે કરતાં નથી બોલતી તે વડે વધારે અર્થપ્રદર્શન કરેછે. પ્રેમી હૃદયો પોતાના ભાવ વાણી વડે નહિં, પણ મૌન વડે જ પ્રગટ કરી સકેછે; અને વાણીનું સ્થાન પ્રેમના કાયિક ઉપચાર લેછે તે પણ વાણીના આ અસામર્થ્યને બળે જ. વાણીનો ઉપયોગ થતાં રસિકતાનો ભ્રંશ થવા માંડેછે. Silence is more eloquent than speech, વાણી કરતાં મૌનમાં વધારે વક્તૃત્વશક્તિ છે—એ વચનનું સત્ય આમ જડશે.

એકવાર નિર્જન, શૂન્યકારમય, પર્વતોની હારયો વચ્ચે, ખીણમાં હું ઊભો હતો. ઊંચે ચન્દ્ર—ઝગભગ પૂર્ણચન્દ્ર—પર્વતની ઉપર ઊંચે રહેલો કાંઇ સૌમ્યભાવથી ચોગમ જોઈ રહ્યો હતો. એ ચન્દ્ર અને એ શાન્તિ

કોઇ પ્રેમી યુગલ જેવાં—અન્યોન્યને દૃઢ આશ્લેષમાં લેતાં મૌનયુક્ત સુખની પરાકાષ્ઠા અનુભવતાં જણાતાં હતાં; એ મૌન અત્યન્ત વાચાલ લાગતું હતું; એ મૌનની વાણી સાંભળતો હેમનો ગૂઢ ભક્ત અને સેવક હું બની રહ્યો. શું મૌનનું સામર્થ્ય!

***

કવિતાના મૌન કરતાં પણ વધારે સબળ મૌન એક બીજું છેઃ સંગીતનું મૌન. અર્થવાળા શબ્દોની રચનાથી બનેલું ગીત નહિં; પણ અર્થના સંપર્કથી મુક્ત, વાણીનો સંબન્ધ જ નહિં હેવું, કેવળ મધુર સ્વર-ઘટનાથી ઉત્પન્ન થતું સંગીત કવિતા કરતાં વિલક્ષણ અને વધારે પ્રભાવ-વાળું બનેછે. હેનું કારણ—કવિતાની જોડે સરખાવતાં સંગીતમાં મૌન-શક્તિ વિશેષ છે. કવિતામાં articulate (વ્યક્ત, અર્થાત્ અર્થદર્શિકા) વાણી છે; સંગીત inarticulate (અવ્યક્ત, અર્થાત્ અર્થદર્શનવ્યાપાર-થી રહિત) ધ્વનિનું બનેછે. વાણી અને મૌન વચ્ચે જે સંબન્ધ છે તે કવિતા અને સંગીત વચ્ચે છે. ગણિતની સંજ્ઞાઓ વાપરીને આ સંબન્ધ આમ બતાવાયઃ—

કવિતા : સંગીત : : વાણી : મૌન;

આ દર્શન બીજી રીત્યના અન્વીક્ષણથી તપાશિયે. વાણીનું સામર્થ્ય અટકેછે, ત્યહાં કવિતા ક્રમ માંડેછે, અને હેની પરાકાષ્ઠા અનુક્ત સૂચનોમાં આવેછે; એ જ કવિતાની વ્યંજનાશક્તિ. પણ આથી પણ આગળ વધીને સંગીત આ વ્યંજનાશક્તિના અંતર્ગત તત્ત્વને સામગ્રીરૂપે વાપરીને અતિસૂક્ષ્મ આત્મિક વાતાવરણમાં સંચરેછે, અને વ્યઙ્ગ્યમાંથી વ્યઙ્ગ્ય કાઢવા જેવો વિરલ વ્યાપાર કરેછે.

ગમ્ભીર માધુર્યની મૂર્તિરૂપ કવિ કીટસ કહેછેઃ—

Heard melodies are sweet,
But those unheard are sweeter.

એ પ્રકારમાં મૌનભંગ એ પણ કર્તવ્ય છે. પરંતુ આ જ હાવી કર્તવ્યમીમાંસા મ્હારી પ્રતિજ્ઞાનો વિષય નથી. તેમ विभूषणं मौनमपण्डिता-नाम् એ બોધવચનના પ્રસંગનો પણ સ્પર્શ કરવો નથી. ખાટી એ બોધ સફળ થયો હોત, તો આપણાં માસિકો, વર્તમાનપત્રો, વગેરે સાહિત્યને કેટલો ધોક્કો પ્હોંચત ! એ સાહિત્યમાં ધસારો કરનાર અન-ધિકારી વર્ગ મ્હારા ઉપર કોપાયમાન થશે માટે આ દર્શનનો વધારે વિકાસ હું કરીશ નહિ.

મ્હારે તો આજ વાણી અને મૌન એ બેની તુલના જુદી જ દૃષ્ટિથી કરવીછે; બેમાં રહેલાં અંતઃસામર્થ્ય સરખાવવાં છે. વાણી માનવવિચાર દર્શાવવાનું સમર્થ સાધન છે, છતાં અસમર્થ સાધન છે. यतो वाचो निवर्तन्ते એ પરમાત્મસ્વરૂપને વિશે જેમ સાચું છે, તેમ ઊંચા પરમ સત્યને વિશે, માનવહૃદયનાં ઊંડાં મથનોને વિશે, હૃદયભાવને વિશે ગમ્ભીર ચિન્તનોને વિશે, તેટલે અંશે નહિ પણ ત્હેવી રીતે સાચું છે જ. ઊંચામાં ઊંચી કવિત્વની ગતિ જે વાણીનો ઉપયોગ કરેછે તે વાણીનાં બે સ્વરૂપ છે—એક સામર્થ્યરૂપ, બીજું અસામર્થ્યરૂપ; અને હેની એ અસમર્થતામાં જ એક પ્રકારનું સામર્થ્ય, સૌન્દર્યશક્તિ, વસેછે. કવિતાની વાણી જે બોલેછે તે કરતાં નથી બોલતી તે વડે વધારે અર્થપ્રદર્શન કરેછે. પ્રેમી હૃદયો પોતાના ભાવ વાણી વડે નહિં, પણ મૌન વડે જ પ્રગટ કરી શકેછે; અને વાણીનું સ્થાન પ્રેમના કાયિક ઉપચાર લેછે તે પણ વાણીના આ અસામર્થ્યને બળે જ. વાણીનો ઉપયોગ થતાં રસિકતાનો ભ્રંશ થવા માંડેછે. Silence is more eloquent than speech, વાણી કરતાં મૌનમાં વધારે વક્તૃત્વશક્તિ છે—એ વચનનું સત્ય આમ જડશે.

એકવાર નિર્જન, શૂન્યકારમય, પર્વતોની હારયો વચ્ચે, ખીણમાં હું ઊભો હતો. ઊંચે ચન્દ્ર—લગભગ પૂર્ણચન્દ્ર—પર્વતની ઉપર ઊંચે રહેલો કાંઈ સૌમ્યભાવથી અગમ જોઈ રહ્યો હતો. એ ચન્દ્ર અને એ શાન્તિ

કોઇ પ્રેમી યુગલ જેવાં—અન્યોન્યને દૃઢ આશ્લેષમાં લેતાં મૌનયુક્ત સુખની પરાકાષ્ઠા અનુભવતાં જણાતાં હતાં; એ મૌન અત્યન્ત વાચાલ લાગતું હતું; એ મૌનની વાણી સાંભળતો હેમનો ગૂઢ ભક્ત અને સેવક હું બની રહ્યો. શું મૌનનું સામર્થ્ય!

***

કવિતાના મૌન કરતાં પણ વધારે સબળ મૌન એક બીજું છેઃ સંગીતનું મૌન. અર્થવાળા શબ્દોની રચનાથી બનેલું ગીત નહિં; પણ અર્થના સંપર્કથી મુક્ત, વાણીનો સંબન્ધ જ નહિં હેવું, કેવળ મધુર સ્વર-ઘટનાથી ઉત્પન્ન થતું સંગીત કવિતા કરતાં વિલક્ષણ અને વધારે પ્રભાવ-વાળું બનેછે. હેનું કારણ—કવિતાની જોડે સરખાવતાં સંગીતમાં મૌન-શક્તિ વિશેષ છે. કવિતામાં articulate (વ્યક્ત, અર્થાત્ અર્થદર્શિકા) વાણી છે; સંગીત inarticulate (અવ્યક્ત, અર્થાત્ અર્થદર્શનવ્યાપાર-થી રહિત) ધ્વનિનું બનેછે. વાણી અને મૌન વચ્ચે જે સંબન્ધ છે તે કવિતા અને સંગીત વચ્ચે છે. ગણિતની સંજ્ઞાઓ વાપરીને આ સંબન્ધ આમ બતાવાયઃ—

કવિતા : સંગીત : : વાણી : મૌન;

આ દર્શન બીજી રીત્યના અન્વીક્ષણથી તપાશિયે. વાણીનું સામર્થ્ય અટકેછે, ત્ય્હાં કવિતા ક્રમ માંડેછે, અને હેની પરાકાષ્ઠા અનુક્ત સૂચનોમાં આવેછે; એ જ કવિતાની વ્યંજનાશક્તિ. પણ આથી પણ આગળ વધીને સંગીત આ વ્યંજનાશક્તિના અંતર્ગત તત્ત્વને સામગ્રીરૂપે વાપરીને અતિસૂક્ષ્મ આત્મિક વાતાવરણમાં સંચરેછે, અને વ્યઙ્ગ્યમાંથી વ્યઙ્ગ્ય કાઢવા જેવો વિરલ વ્યાપાર કરેછે.

ગમ્ભીર માધુર્યની મૂર્તિરૂપ કવિ કીટસ કહેછેઃ—

Heard melodies are sweet,
But those unheard are sweeter.

એ પ્રકારમાં મૌનભંગ એ પણ કર્તવ્ય છે. પરંતુ આજ હાવી કર્તવ્યમીમાંસા મ્હારી પ્રતિજ્ઞાનો વિષય નથી. તેમ વિસૃષ્ણં મૌનમપણ્ડિતાનામ્ એ બોધવચનના પ્રસંગનો પણ સ્પર્શ કરવો નથી. બાકી એ બોધ સફળ થયો હોત, તો આપણાં માસિકો, વર્તમાનપત્રો, વગેરે સાહિત્યને કેટલો ધોકો પ્હોંચત! એ સાહિત્યમાં વધારો કરનાર અનધિકારી વર્ગ મ્હારા ઉપર કોપાયમાન થશે માટે આ દર્શનનો વધારે વિકાસ હું કરીશ નહિ.

મ્હારે તો આજ વાણી અને મૌન એ બેની તુલના જુદી જ દૃષ્ટિથી કરવીછે; બેમાં રહેલાં અંતઃસામર્થ્ય સરખાવવાં છે. વાણી માનવવિચાર દર્શાવવાનું સમર્થ સાધન છે, છતાં અસમર્થ સાધન છે. यतो वाचो निवर्तन्ते એ પરમાત્મસ્વરૂપને વિશે જેમ સાચું છે, તેમ ઊંચા પરમ સત્યને વિશે, માનવહૃદયનાં ઊંડાં મથનોને વિશે, હૃદયભાવને વિશે ગમ્ભીર ચિન્તનોને વિશે, તેટલે અંશે નહિ પણ ત્હેવી રીતે સાચું છે જ. ઊંચામાં ઊંચી કવિત્વની ગતિ જે વાણીનો ઉપયોગ કરેછે તે વાણીનાં બે સ્વરૂપ છે—એક સામર્થ્યરૂપ, બીજું અસામર્થ્યરૂપ; અને હેની એ અસમર્થતામાં જ એક પ્રકારનું સામર્થ્ય, સૌન્દર્યશક્તિ, વસેછે. કવિતાની વાણી જે બોલેછે તે કરતાં નથી બોલતી તે વડે વધારે અર્થપ્રદર્શન કરેછે. પ્રેમી હૃદયો પોતાના ભાવ વાણી વડે નહિં, પણ મૌન વડે જ પ્રગટ કરી શકેછે; અને વાણીનું સ્થાન પ્રેમના કાયિક ઉપચાર લેછે તે પણ વાણીના આ અસામર્થ્યને બળે જ. વાણીનો ઉપયોગ થતાં રસિકતાનો ભ્રંશ થવા માંડેછે. Silence is more eloquent than speech, વાણી કરતાં મૌનમાં વધારે વક્તૃત્વશક્તિ છે—એ વચનનું સત્ય આમ જડશે.

એકવાર નિર્જન, શૂન્યકારમય, પર્વતોની હારયો વચ્ચે, ખીણમાં હું ઊભો હતો. ઊંચે ચન્દ્ર—લગભગ પૂર્ણચન્દ્ર—પર્વતની ઉપર ઊંચે રહેલો કાંઇ સૌમ્યભાવથી અગમ જોઈ રહ્યો હતો. એ ચન્દ્ર અને એ શાન્તિ

કોઇ પ્રેમી યુગલ જેવાં—અન્યોન્યને દૃઢ આશ્લેષમાં લેતાં મૌનયુક્ત સુખની પરાકાષ્ઠા અનુભવતાં જણાતાં હતાં; એ મૌન અત્યન્ત વાચાલ લાગતું હતું; એ મૌનની વાણી સાંભળતો હેમનો ગૂઢ ભક્ત અને સેવક હું બની રહ્યો. શું મૌનનું સામર્થ્ય !

***

કવિતાના મૌન કરતાં પણ વધારે સબળ મૌન એક બીજું છેઃ સંગીતનું મૌન. અર્થવાળા શબ્દોની રચનાથી બનેલું ગીત નહિં; પણ અર્થના સંપર્કથી મુક્ત, વાણીનો સંબન્ધ જ નહિં હેવું, કેવળ મધુર સ્વર-ઘટનાથી ઉત્પન્ન થતું સંગીત કવિતા કરતાં વિલક્ષણ અને વધારે પ્રભાવ-વાળું બનેછે. હેનું કારણ—કવિતાની જોડે સરખાવતાં સંગીતમાં મૌન-શક્તિ વિશેષ છે. કવિતામાં articulate (વ્યક્ત, અર્થાત્ અર્થદર્શિકા) વાણી છે; સંગીત inarticulate (અવ્યક્ત, અર્થાત્ અર્થદર્શનવ્યાપાર-થી રહિત ) ધ્વનિનું બનેછે. વાણી અને મૌન વચ્ચે જે સંબન્ધ છે તે કવિતા અને સંગીત વચ્ચે છે. ગણિતની સંજ્ઞાઓ વાપરીને આ સંબન્ધ આમ બતાવાયઃ—

કવિતા : સંગીત : : વાણી : મૌન;

આ દર્શન બીજી રીત્યના અન્વીક્ષણથી તપાશિયે. વાણીનું સામર્થ્ય અટકેછે, ત્ય્હાં કવિતા ક્રમ માંડેછે, અને હેની પરાકાષ્ઠા અનુક્ત સૂચનોમાં આવેછે; એ જ કવિતાની વ્યંજનાશક્તિ. પણ આથી પણ આગળ વધીને સંગીત આ વ્યંજનાશક્તિના અંતર્ગત તત્ત્વને સામગ્રીરૂપે વાપરીને અતિસૂક્ષ્મ આત્મિક વાતાવરણમાં સંચરેછે, અને વ્યઙ્ગ્યમાંથી વ્યઙ્ગ્ય કાઢવા જેવો વિરલ વ્યાપાર કરેછે.

ગમ્ભીર માધુર્યની મૂર્તિરૂપ કવિ કીટસ કહેછેઃ—

Heard melodies are sweet,
But those unheard are sweeter.

(શ્રવણગોચર ગીતડાં
મધુરતા રેડી રહે,
અધિક મધુરાં લાગતાં
અણસાંભળ્યાં સંગીત તે.)

સંગીત એ અગમ્ય, ગૂઢતા ભરેલા, વ્યાપાર વડે સ્વરધ્વનિના સાધનથી સૂક્ષ્મતમ મૌન પ્રગટ કરેછે, અને આપણને સૌન્દર્યની ભૂમિમાં પ્રવેશ કરાવેછે. અંગ્રેજ ચિન્તક કાર્લાઇલનું એક ગમ્ભીર અર્થગર્ભ વચન આ સંબન્ધમાં સ્મરણ આગળ આવેછે:

"The meaning of song goes deep. Who is there that in logical words can express the effect music has on us? A kind of inarticulate unfathomable, speech, which leads us to the edge of the Infinite, and lets us for moments gaze into that!"

('Heroes and Hero-Worship,' Lecture III,
p. 95, the Athenaeum Press Series)

***

"સંગીત એ વસ્તુનો અર્થ ગમ્ભીર છે. આપણા ઉપર સંગીતની જે અસર થાયછે તે નિશ્ચિતાર્થ શબ્દોમાં દર્શાવવાને કોણ સમર્થ છે?— સંગીત એ તો એક પ્રકારની અસ્પષ્ટ, અગાધ વાણી છે; એ વાણી આપણને અનન્તતાના તત્ત્વના કિનારા સમીપ લઈ જાયછે અને કેટલીક ક્ષણો સૂધી એ તત્ત્વના ઊંડાણમાં સ્થિરદૃષ્ટિ નાંખવા દેછે."

કાર્લાઇલનાં આ અર્થગર્ભ વચનોમાં 'વાણી' શબ્દનો અન્તર્વિરોધના આભાસવાળો પ્રયોગ જ વાણીનું અસામર્થ્ય અને એ અસામર્થ્યનું સામર્થ્ય બતાવેછે. હૃદયના ભાવ દર્શાવવાના સાધનને કેવળ અર્થભાવહીન અવાજની સાથે મૂકાય નહિ તેથી inarticulate (અવ્યક્ત) છતાં ભાવવાહિતા બતાવવાને વાણી શબ્દ અહિં વાપરવો

પડ્યોછે-inarticulate (અવ્યક્ત) speech; જે'માં વાણી=articulate sound-composition (વ્યક્ત સ્વરસંયોગ) એ મુખ્ય અર્થનો ત્યાગ કરવો પડેછે,-તે તો જ વિરોધ ટળી સકેછે.

કવિતાની શક્તિ અનન્તતાના તત્ત્વની ઝાંખી કરાવવાની નથી અથવા અલ્પ છે, એમ નથી. છતાં સંગીત એ સિદ્ધિ અન્ય પ્રકારે અને અન્ય સામર્થ્યથી કરેછે. એ સામર્થ્યનું બીજ શું છે? અર્થવતી વાણીની અલ્પશક્તિ, હેમાં રહેલી વિક્ષેપશક્તિ; એ જ હેનું બીજ છે. સંગીત-શુદ્ધ સંગીત-શ્રવણ ઉપર પડતાં શબ્દાર્થ તરફ આપણા મનને રોકવાનો પ્રસંગ ઉત્પન્ન થતો નથી; સૌન્દર્યની દેવીનું દર્શન મધુર સ્વરસંયોગને બળે સાક્ષાત્ જ થાયછે, અંતરાય વિના; કવિની વ્યંજનાનાં સૂક્ષ્મતમ વસ્ત્રોને પણ ફેંકી દેઈને, દિવ્ય નગ્નાવસ્થામાં (અથવા સંગીતની વ્યંજનાનાં સૂક્ષ્મતમ વસનથી ઢંકાયલી છતાં ન ઢંકાયલી) સૌન્દર્યની દેવી ઊભી રહેછે, તે સંગીતના જાદૂને બળે જ. કવિતા—ઉચ્ચતમ કવિતા—ના શ્રવણ અથવા વાચનને પ્રસંગે એ દર્શનસિદ્ધિમાં શબ્દાર્થ આપણું મન ક્ષણભર પણ હેમાં રોકાયાથી આપણને વિક્ષેપ પમાડેછે; એ વિક્ષેપ-શક્તિ પ્રવર્તાવનારી શબ્દમાયા લુપ્ત થવાને લીધે આપણે સંગીતની યોગસાધના વડે સૌન્દર્યની દેવીની સંમુખ થઈ આત્મવિલીનતા અનુભવિયે છિયે. માત્ર જીવનની મર્યાદિત દશાને લીધે એ ધન્ય દશા ક્ષણિક જ બનેછે; અનન્ત તત્ત્વના સૌન્દર્યસિન્ધુના ઊંડાણમાં કિનારે ઊભા રહીને સ્થિરનયને જોવાનું સુભાગ્ય ચિરસ્થાયી નથી થતું; તો પછી એ સિન્ધુમાં ડૂબવાનું અથવા હેના તરંગો ઉપર ઊછળતા વહી ચાલવાનું તો ક્ય્હાંથી જ બને?

* * *

આ પ્રકારની ધન્ય ક્ષણોના અનુભવ મ્હેં કોઈ કોઈ વાર કર્યાછેઃ ચસીટખાન નામે ઉસ્તાદ સતાર વગાડનારાને એકવાર પ્હેલી રાત્રે સતાર વગાડતાં સાંભળ્યો હતો. વડોદરાની એક સાંકડી ગલીમાં એક મકાનની

અગાશીમાં ન્હાનું મેંડળ બેઠું હતું. અગાશી નામની જ હતી. બે બાજૂથી મકાનની મેડીઓ–ઊંચાણથી નહિં, પણ દૃષ્ટિ રોકવાની ક્રિયાથી–આકાશને અડકતી હતી! આકાશ પણ સાંકડું બની ગયું હતું. હાવી રસપોપણને પ્રતિકૂલ સંસ્થિતિમાં એ હૃદયને ગૂંગળાવી નાખનાર ભાવને ભૂલાવવાને કોણ સમર્થ થાય? સતારના તારમાંથી અદ્ભુત આંગળીઓની શક્તિવડે દિવ્ય સ્વરો સજીવ થઈને શ્રવણ ઉપર પડ્યા? —ના, નયન સમક્ષ દિવ્ય દીપ્તિથી દીપતા "ગગનાઙ્ગણ રમતા તારકુસમ" નૃત્ય કરવા લાગ્યા. તે સમયે આસપાસનાં બન્ધનો–હૃદયને ગૂંગળાવી નાંખનારાં કેદખાનાં–સરી ગયાં, અને આત્મા એ સ્વરોની સાથે આનન્દલહરી ઉપર નૃત્ય કરવા લાગ્યો; અને અન્તે आनन्द-सान्द्रोलयः થયો.

હેવો બીજો એક પ્રસંગ કાદમ હુસેન નામના કંઠગાનકુશળ ઉસ્તાદને ગાતાં સાંભળ્યો તે હતો. એ બીજા ખંડમાં ગાતો હતો, હું જોડેના ખંડમાં ખાટલા ઉપર પડ્યો પડ્યો સાંભળતો હતો. મર્દાની બુલંદ પણ મીઠા અવાજે દરેક રાગના આલાપ, ધ્રુપદ, ખ્યાલ, ટપ્પા એમ એ ગવૈયો ક્રમે પ્રગટ કરતો હતો. હેણે કહાનડાનો આલાપ શરૂ કર્યો અને બીજી જ ક્ષણે હું ક્યહાં હતો તે હું ભૂલી ગયો; યોગીઓ અનેક વર્ષોની તપશ્ચર્યાદિકની સાધનાથી જે પ્રાપ્ત કરેછે તે સમાધિદશા–આનન્દલયની દશા–એક ક્ષણમાં મ્હને મળી. આ પ્રકારના ધન્ય અનુભવો વિરલ જ.

***

સંગીતની અસર પશુવર્ગ ઉપર પણ થાયછે.—એ શાથી? સંગીત તે વાણીથી, ભાષાથી અબાધિત છે; સંગીત તે વાણીની દૃષ્ટિયે મૂક-પ્રવૃત્તિ જ છે; અને એ સ્થિતિમાં સંગીતનું બળ સમાયુંછે, તેથી જ. આથી આગળ વધીને કવિજનો સંગીતનો પ્રભાવ અચેતન સૃષ્ટિ ઉપર પણ સ્થપાતો જુવેછે તે વિચારિયે:

(૧) શીળી ચાંદનીની સમ રેલી રહે,
કંઇ ગાન મધૂરું સુમન્દ વહે,
સુણી જે વશવર્તી બની ઠરતા,
હરણાંસમ અબ્ધિતરંગ બધા.

અહિં સાગરના તરંગ ગાનશ્રવણથી સ્તબ્ધ થતા કવિદૃષ્ટિયે દીઠાછે;

(૨) વાગી વીણા, જળ થિર થયું, વ્યોમમાં ઇન્દુ થોભ્યો,
ધીરો ધીરો અનિલ સુણતો જો! ઊભો ગાનલોભ્યો;

અહિ વીણાના સ્વરધ્વનિનો પ્રભાવ જળ, ચન્દ્ર, એ પદાર્થો ઉપર શાન્તિ ઉત્પન્ન કરનારો વર્ણવ્યોછે;

(૩) જાતાં વળતાં થંભિયાં નદિયો કેરાં નીર;
× × × × × ×
પવન રહ્યા મુરછાઇને.

એ કૃષ્ણની મોરલીના નાદના પરિણામોમાં જડ પદાર્થો ઉપરની અસર એક જૂના ગીતમાં ગવાઇછે; એમ અનેક કવિયોની કૃતિમાં સંગીતની શક્તિ જડને ચેતનવત્ ને જડ બનાવી દેવાની જોવામાં આવેછે.

આ કવિદર્શન અસત્ય હશે? એમ કેમ સંભવે? તો બીજ શું હશે? કવિની કલ્પના સંગીતના પ્રભાવનું હેવું અદ્વિતીય બળ જુવે કે એ સંગીતની છાપ ચેતનવર્ગના શ્રોતા ઉપર થાય, ત્હેની છાયા, ત્હેનું પ્રતિબિમ્બ, સર્વ આસપાસની અચેતન સૃષ્ટિ ઉપર પડે, એ રીતે સંગીતના પ્રભાવનું સબળ દર્શન આ પ્રકારના વર્ણનમાં જ થાય; એટલું જ નહિ, પણ કવિની દૃષ્ટિ તો જડસૃષ્ટિમાં અંતર્ગૂઢ ચેતનતત્ત્વ-દ્વારા આ પરિણામ પ્રત્યક્ષવત્ જુવે—એ કવિત્વના ઊંચા આરોહણની સ્થિતિ જ છે. આમ આ પ્રકારોની બીજપરીક્ષા થઈ સકેછે.

અને આ પરિણામ સંગીતની મૂકતાને બળે જ આવેછે તે ભૂલવાનું નથી. અર્થવતી વાણીના ઉચ્ચારણથી હાવી છાપ જડ સૃષ્ટિ ઉપર પડેલી કવિવર્ગે દીઠી નથી.

***

કવિતા અને સંગીતકલા—એ બે વચ્ચે આમ બલતુલના થતાં કોણ ચઢે? સંગીતકલાને ઉપરના તત્ત્વદર્શનમાં ચઢિયાતી પદવી આપીછે, તેથી કવિત્વકલાના ભક્તો! મ્હારા ઉપર કોપ ના કરશો. કવિતામાં પણ એક પ્રકારની મૂકતા અને એ મૂકતાનો પ્રભાવ હું જોઉંછું. કવિતામાં વાચ્ય અને વ્યઙ્ગ્ય એમ અર્થ દર્શાવવાની વાણીની શક્તિ સનાઈછે; હેમાં વાચ્ય કરતાં વ્યઙ્ગ્યને જ સૌન્દર્યપોષકતાનો ગુણ અર્પાયછે. अर्थोगिरामपिहितः पिहितश्च किंचिद् रम्यत्वमेति એ વચનમાં વ્યઙ્ગ્યનો જ મહિમા સૂચવાયોછે, અને આ રીતે સંગીતમાં જે મૌનનો ગુણ છે તે જ ગુણ પ્રકારાન્તરે કવિતામાં વ્યઙ્ગ્ય અર્થના અંશમાં પ્રગટ થાયછે. વ્યઙ્ગ્ય તે અનુક્ત જ હોય; અર્થાત્, એ વાણીની શબ્દોચ્ચારણની સીમાની બ્હારના પ્રદેશમાં જ વશી સકે. તેથી સંગીતનું મૌન inarticulation, અવ્યક્તતા, અર્થરહિત ધ્વનિ, ત્ય્હારે કવિતાનું મૌન તે વ્યંજના. અલબત, કવિતામાં વ્યંજનાવ્યાપારનું દૂર બીજ તો અર્થ જોડે સંબન્ધમાં ખરું જ; સંગીતમાં માત્ર ધ્વનિમાધુર્યની ભાવોત્પાદક શક્તિ વડે જ સામર્થ્ય વસેછે. કવિતાની વ્યંજના આકાશના સાન્ધ્ય ધનરંગની દૃશ્યરેખાઓ જેવી છે; ત્ય્હારે સંગીતની મૌનશક્તિ એ રેખાઓની પાર દૂર, દૂર, સુદૂર પથરાઈને આછી થતી સુવર્ણમય, ક્ષીણરૂપ છતાં સૌન્દર્યનું ગૂઢદર્શન કરાવતી, અરૂપદશાનો ભાસ આપેછે. માટે મ્હારી ભક્તિ તો કવિતા તેમ જ સંગીત બંને દેવીઓ તરફ સમતોલ જ હું રાખીશ.

હું તો ઉભયતણો દૃઢ ભક્ત બનીને રહુંછું રે,
મુજ હૃદય ઉભય સૌન્દર્યનું બિમ્બ લહુંછું રે.

---

એક માસિકના વેષ્ટન ઉપર માસિકના નામની નીચે આ પ્રમાણે શબ્દો દીઠા: "A High Class Gujarati Monthly Magazine." આ વાંચીને મ્હારા મનમાં અનેક તર્કવિતર્કની લીલા પ્રગટ થઈ. "અમુક અમુક–high class tailors and outfitters" ઇત્યાદિ જેવો આ પ્રકાર જોઇને ખેદ, હાસ, ઇત્યાદિ મિશ્રભાવ મનમાં પ્રવેશ પામ્યા. મ્હને એક મિત્રે શીખામણ આપી હતી, ને તે નોટબુકમાં રાખવાનો આગ્રહ કર્યો હતો; શીખામણ આ:– Blow, blow, your own trumpet, or you are nowhere. આત્મસ્તુતિનાં વાજાં વગાડવાનો આ ઉપદેશ, વ્યવહારમાં સારી પદવી નહિ મળે એ ભયથી પણ, મ્હારા હૃદયમાં ઊતર્યો નહિં. ઉપરની "જાહેરખબર" જેવી યોજના જોઈને મ્હને આ પ્રસંગ સ્મરણમાં આવ્યો. વળી એમ થયું કે–વ્હેપારી વર્ગ પોતાના માલનાં વખાણ કરનારી જાહેરખબરો બધે વેરેછે;–"લ્યો રે મીઠાં બોર" એ પુકાર આપણા સાદા જીવનમાંની જાહેરખબર છે; ત્હેવો જ આ જાહેરખબરિયા જમાનામાં પાશ્ચાત્ય સંસ્કૃતિનો પ્રકાર છે; શું આ રીતિ સરસ્વતીના ભક્તમંડળમાં પણ પ્રવેશ પામશે ? વ્હેપારી વર્ગમાં પણ ઊંચું ધોરણ તો Good wine needs no bush એ કહેવતમાં દર્શાવાયલા વિનયભાવનું જ છે. દાકતર લોકો પોતાની જાહેરખબરો છાપતા નથી; છાપે તો ત્હેને quackery (અપંડિતતા) નું દૂષણ ગણેછે. આપણા પૂર્વજોએ તો आत्मोत्कर्षं तथा निन्दां परेषां परिवर्जयेत् એમ બોધ આપ્યોછે.

પુરૂરવે પોતાનું પરાક્રમ ઇન્દ્રનું જ કહીને વિનય દર્શાવ્યો તે વખતે ચિત્રરથને મુખે કાલિદાસે કહેવડાવ્યું કે अनुत्सेकः खलु विक्रमालङ्कारः. આમ પરાક્રમનું ભૂષણ વિનીતતા એ સુન્દર સૂત્ર મહાકવિયે સ્થાપીને ભાવિ પ્રજાને બોધ આપ્યોછે; અને સરસ્વતીના માનીતા પુત્રનો એ બોધ આ જમાનાના સરસ્વતીના ભક્તો ભૂલી જશે?

*
* *

જગન્નાથ પંડિતની ગર્વોક્તિ હું ભૂલી નથી જતો. પોતાના 'રસ-ગંગાધર' નામના કાવ્યશાસ્ત્રના ગ્રન્થની પ્રસ્તાવનામાં, એ ગ્રન્થમાં ઉદાહરણો જાત્યે જ રચીને મૂકયાંછે, પારકાનાં નથી લીધાં, એ સ્થિતિ કહીને એ પંડિત કહેછે—किं सेव्यते सुमनसां मनसापि गन्धः कस्तूरिका-जननशक्तिभृता मृगेण; કસ્તૂરી ઉત્પન્ન કરવાની શક્તિવાળો મૃગ પુષ્પોના સુગન્ધનો આશ્રય લેવાનો વિચાર પણ નથી કરતો. આ ગર્વોક્તિની પરાકાષ્ઠા જગન્નાથ પંડિતને પણ, વિનયનો પક્ષ વિચારતાં તો, છાજતી નથી જ. એ અપવાદરૂપ પુરુષને અપવાદ ગણીને તજવો જ પડશે. તો ફરી પૂછુંછું કે સર-સ્વતીના મન્દિરમાં આત્મશ્લાઘાના हुङ्कारो સુસ્વરતાનો ભંગ કરેછે કે નહિ? કે 'વસન્ત' માસિકને પણ આ જાહેરખબરિયા ગર્વોક્તિનો માર્ગ-literary quackery નો માર્ગ— સ્વીકારવાની ભલામણ કરીશું? આ વિવર્તલીલાના લેખો વાચકવર્ગને કંટાળો આપશે એમ જણાતાં વાંત, એ માયા સંકેલી લેવાની પ્રતિજ્ઞા મ્હારે પાળવી? કે એ લેખપરમ્પરાને ઉપર લખેલી આત્મશ્લાઘાની જાહેરખબર વડે ટેકિયો આપવી?

*
* *

પ્રસ્તાવનારૂપ તર્કલીલા બહુ થઈ ગઈ. માટે આજ માટે ધારેલી લીલામાં જ પ્રવેશ કરું: ગઈ વખતની વિવર્તલીલામાં સંગીતની અસર જડ ઉપર અને માનવભિન્ન પ્રાણીવર્ગ ઉપર કેવી થતી કવિદૃષ્ટિ જુવેછે તે મ્હેં કહેલું; હેનાં એક બે સુન્દર દૃષ્ટાન્તો ઉમેરું? રા. મણિશંકરનાં

બે અનુપમ કાવ્યોમાંથી એ લઉછું: માદ્રીએ વસન્તોદ્દીપિત વનમાં પાંડુના આગ્રહથી ગાન આરંભ્યું એ પ્રસંગ છે:

(૧) દિવ્ય રાગ શરૂ થાતાં બન્યું શાન્ત બધું વન;
લોહચુમ્બકથી જાણે ખેંચાયાં સર્વનાં મન.
માધુર્ય એ ઉછળતું ક્યહિ ના સમાય;
હા! કેમ એ હલક* અંતરથી ખમાય?
સાથે મળ્યાં તરત દંપતી સર્વ દોડી,
ભેટી રહ્યાં સ્વર વિશે દઈ વૃત્તિ જોડી.

ઘેલી બની બધી સૃષ્ટિ રસમાં હાલ ન્હાયછે,
હાય! એક જ પાંડુના હૈયામાં કૈંક થાયછે.

("વસન્તવિજય")

બીજું ઉદાહરણ કચને દેવયાની લાંબા અવાજે બોલાવતી, દોડતી દોડતી, આવેછે તે પ્રસંગમાં છે:

(૨) "લંબાવેલા સ્વર મધુર આ વ્યોમ માંહિ તરેછે,
પુષ્પે પુષ્પે વિટપ વિટપે નૂતન શ્રી ભરેછે;
ન્હાનાં ન્હાનાં વપુ ધરી શકે શોધતા એ દિશામાં!
રેલંતા એ રતિ વિવિધ શી કૈં શશીની નિશામાં."

("દેવયાની")

---

* 'હલક' શબ્દનો અર્થ રા. મણિશંકર અમુક રીતનો કરેછે:

"હલક=રાગમાંનો સહુથી ઊંચો અને મધુર સ્વર; રાગ કંપ સાથે ઊંચો ચઢી જઈ અતિ મધુરતાથી મનોહર લાગેછે, તે હલક કહેવાયછે." 'મકરન્દ'ની ટીકામાં આ અર્થ આમ બતાવ્યોછે; પરન્તુ એ અર્થ રા. મણિશંકરે જ 'મકરન્દ'ને આપ્યાનું હું ખાતરીથી જાણુંછું.

આ અર્થ કલ્પિત લાગેછે. 'હલક' એટલે 'કંઠ' અને પછી લક્ષણાથી 'મધુર ધ્વનિ'–'મધુર કંઠધ્વનિ'. આથી વધારે અર્થ ઉપર દર્શાવેલો માત્ર અમુક સંકુચિત મંડળના સંસ્કારજનિત ભ્રમથી જ વધારેલો માનુંછું. રાગ, સૂર, કંપ ઇત્યાદિ શબ્દોનો પ્રયોગ પણ સગીતશાસ્ત્રના પૂરા જ્ઞાન વિના થયોછે.

આ બેમાંના પ્રથમ ઉદાહરણમાં જડ તેમ જ ચેતન (માનવ તેમજ અમાનવ ચેતન) વર્ગ ઉપર સંગીતની અસર–મન્ત્રમુગ્ધ બનાવનારી શક્તિ–દર્શાવીછે. બીજા ઉદાહરણમાં એથી પણ વધારે ઊંચી કલ્પનાની ફાળ પ્રગટ થાયછે; એ રીતે; સંગીત ગવાયું નથી, પણ માત્ર દેવયાનીની વાણીનો ઉચ્ચાર જ સંગીત સરખો મધુર છે; ત્હેમાં સંગીત જેવી જ અસર જડ સૃષ્ટિ ઉપર કરવાની શક્તિ વર્ણવીછે. સંગીતની મૂકતા વિશે ગયા લેખમાં આ સંબન્ધે કહ્યું તે અહિ સર્વથા લાગૂ નહિં પડે એમ લાગશે. પરન્તુ દેવયાનીનો પુકાર તે આ સ્થળે અર્થવતી વાણીના કરતાં ધ્વનિરૂપ સંગીતસ્વરનું જ સ્થાન લેછે એ વિચારતાં સંગીતની મૂકતા જ અહિં પણ જણાશે. આ એક. બીજી કલ્પનાની છલંગ બીજી પંક્તિમાં છે; અત્યાર સૂધી આપણે જોયેલાં ઉદાહરણોમાં જડ સૃષ્ટિના પદાર્થ હાલતા ચાલતા સ્તબ્ધ થાય,—'જળ સ્થિર થયું', 'ઇન્દુ થોભ્યો', 'અબ્ધિતરંગ ઠરેછે', 'અનિલ ઊભો રહ્યો', એમ દીઠુંછે. અહિં તો દેવયાનીના મધુર સ્વરના શ્રવણથી, પ્રથમથી જ સ્થિર રહેલાં પુષ્પોમાં નવી દીપ્તિ, નવું સૌન્દર્ય–'નૂતન શ્રી'*–પ્રગટ થતી કવિની ઉચ્ચગામિની કલ્પના જુવેછે; અને ચાંદનીવાળી રાત્રિમાં એ સ્વરો વિવિધ 'રતિ' (આનન્દ) રેલેછે–એ કલ્પના પણ એ સ્વરૂપની જ છે, સૂક્ષ્મતર છે; પુષ્પ જેવા આધેયમાં શોભા ભરવાની વાતથી પણ આગળ વધીને, રાત્રિના આનન્દમય વિસ્તારમાં,–સૂક્ષ્મ વાતાવરણમાં, વ્યાપકરૂપે 'રતિ' રેલેછે, એમ સૂક્ષ્મ આધારમાં સૂક્ષ્મતર આધેયનું વર્ણન છે. એ જ મધુર સ્વરો ન્હાનાં ન્હાનાં શરીર ધારણ કરીને કચને શોધતા ફરેછે એ ઉત્પ્રેક્ષામાં પણ કલ્પનાશક્તિની ઊંચી ફાળ છે;–પરંતુ સંગીતની

---

* આ જમાનામાં ગુજરાતી લેખકોનાં અર્થવાળાં, અર્થહીન, વિચિત્ર, તખલ્લુસોમાં એક તખલ્લુસ 'નૂતનશ્રી' એમ વાંચેલું સાંભરેછે. તે આ શબ્દ ઉપરથી લીધેલું હશે? તેમ હોય તો એ શબ્દનો આ સ્થળનો અર્થ ખરા રૂપે એ લેખક સમજ્યા હશે કે કેમ તે વિશે શક રહેછે.

બાહ્ય સૃષ્ટિ ઉપર અસરના વિષય જોડે સંબન્ધ હેનો નથી, તેથી સ્પર્શ માત્ર કરીને છોડી દઉછું.

એક બીજું ઉદાહરણ નરસિંહરાવની કૃતિમાંથી ઉમેરૂંછું:

(૨) ગર્જંતો અટકી રહે ઘડી ઘડી સિન્ધુ મહાન;
ઊંડું, મધૂરૂં નિર્મળું, સાંભળવા એ ગાન."

(હૃદયવીણા, 'ઠગાયલી વિધવા અને હેનું માંદું બાળક', કડી ૬)

અહિં સંગીતની અસર—બાહ્ય સૃષ્ટિ ઉપર અસર—પ્રધાનરૂપે સૂચવવાની હોય એમ જણાતું નથી; સંગીતના માધુર્ય તરફ લક્ષ છે; સિન્ધુનો નાદ થાય અને ક્ષણભર અટકે, એ સ્થિતિ ઉપરથી, સિન્ધુ એ કાવ્યની નાયિકાનું ગાન સાંભળવાને ઉત્કંઠિત છે એમ ઉત્પ્રેક્ષા માત્ર છે. છતાં આ પ્રસંગે આ દર્શનપ્રકાર પણ ધ્યાન ખેંચેછે તેથી ઉલ્લેખ કર્યો.

* * *

આ સંગીત તે શું હશે? જગતમાં સર્વત્ર વ્યાપેલા સૌન્દર્યનાં અનેક પ્રત્યક્ષ રૂપોમાંનું એક રૂપ. એ સૌન્દર્યનાં રૂપ અનેક છે: મધુરગન્ધિ કુસુમો, કોમળ રંગભર્યું મેઘધનુષ્ય, નાદસંવાદી સ્વરધ્વનિ, નિર્દોષ આનન્દોલ્લાસભર્યાં બાલકો, મૂક દિવ્યસંદેશવાહી શિશુગણ, પ્રિયજનોનો પ્રેમ,—આ સર્વ સૌન્દર્યનાં વિવિધ રૂપો માનવને બન્ધનરૂપ ગણાય ખરાં? હા; પણ એ બન્ધન દ્વિમુખ બન્ધન છે; એક મુખ આ જીવન તરફ છે, બીજું મુખ પરજીવન તરફ પ્રભુની પ્રેમમૂર્તિ તરફ છે. માનવને બંને બાજૂ જોડનાર એ દિવ્ય અંકોડો છે.

આ સૌન્દર્યસ્વરૂપોમાં એક અસાધારણ શક્તિવાળું અને માધુર્યવાળું સ્વરૂપ છે:—એ સ્વરૂપ તે પ્રેમમય સ્મિત, નિર્દોષ આકર્ષણભર્યું સ્મિત. સ્મિતના મૃદુતમ રૂપમાં મુખવિકાસ વિના, દંતદર્શન વિના, માત્ર વદનરેખાઓનો વિકાર, અને તેથી પણ વધારે સૂક્ષ્મરૂપે નયનના તેજમાં

વિલક્ષણ દીપ્તિ, એ જ તત્ત્વભૂત અંશ હોયછે. શિશુનું પ્રથમ સ્મિત જોનારને આ વિચારનું તથ્ય સમજાશે.

***

ઉપર કહેલાં સૌન્દર્યસ્વરૂપોમાંનાં સજીવ સ્વરૂપો વિશે એક પ્રશ્ન થાયછે. એ પ્રિયજનોની સ્નેહઘટના શું આ જીવનમાં જ ઉત્પત્તિ, સ્થિતિ ને લય પામશે? પરજીવનમાં એ સૌન્દર્યપોષક સ્વરૂપોનું વ્યક્તિત્વ લુપ્ત થઈ જવાનું? આ જીવનમાં આત્મવિકાસ માટે, પ્રભુની સમીપ લઈ જનારાં સાધન તરીકે કાર્ય કરીને, ક્ષીણપ્રયોજન બની, એ વ્યક્તસ્વરૂપો, આકાશમાં ખરતા તારાની દીપ્તિ હોલવાઈ જાયછે તેમ, શું વિશીર્ણ થઈ જશે? નાબૂદ થશે? હૃદયમતિ આ સંભવનું સહન જ કરી નહિ સકે. એ સ્વરૂપો આત્માના દિવ્ય મન્દિરનું ચણતર બંધાઈ રહ્યા પછી ફેંકી દેવાની વળીવાંસડાની પાલકો જેવાં નથી. એ તો આત્માના એ મન્દિરની ઘટનામાં ઈંટચો ચૂના જેવાં ઉપાદાનરૂપ અંશ જ છે. આ વિચારથી આશ્વાસન મળેછે.

***

આ ઉપાદાનોથી માનવ આત્માનો વિકાસ શાથી થાયછે? પોષણ શાથી થાયછે? આત્મામાં પણ જીવનમરણના સંભવો છે. આત્માની મૃત્યુદશા ટાળવા માટે, આત્માના જીવનને પોષવા માટે romance ની જરૂર છે. પાછલી એક* 'લીલા'માં હું કહી ગયો તેમ romance (ઉદાત્ત ભાવના) જીવનમાં ના હોય તો જગત્ શબવત્ બનેછે. એ ઉદાત્ત ભાવના પૂરનારાં સાધનો ઉપર કહ્યાં તે સૌન્દર્યસ્વરૂપો, પ્રેમ-સ્વરૂપો,–દૃશ્ય જગતમાં પ્રગટ થતા સુન્દર પદાર્થો, જીવનમાર્ગમાં સંબન્ધમાં જોડાતાં પ્રિયજનો, દિવ્યલોકના દૂતરૂપ શિશુગણ, ઇત્યાદિ છે. માણસની દિવ્ય ક્ષુધાતૃષા તૃપ્ત થવા માટે જે સાધનો આ કહ્યાં તે માત્ર

---

* विवर्तलीला–८.

એ તૃપ્તિ માટે નહિ, પણ આત્માના પોષણ માટે, જીવનવ્યાપાર અને જીવનવિકાસ માટે આવશ્યક છે. આ દૃષ્ટિથી જોઈશું તો સમઝાશે કે ધર્મમાં પણ romance નું સ્થાન શું છે; ઇરાન વગેરે સ્થળોમાં ઉદ્ભવ પામેલા સૂફીવાદે ધર્મને પણ romance બનાવી દીધો; પ્રભુ અને માનવ વચ્ચે આશકમાશૂકના સંબન્ધની કલ્પના કરી તે એટલે સૂધી કે એ વાદના ભકતોએ કવિતામાં વિનયમર્યાદાને પણ તજી દીધી. આપણા દેશમાં કૃષ્ણભકિતયે એ જ પ્રેમસંબન્ધનો આધાર લીધો; પણ સૂફીવાદમાં માનવ અને પ્રભુ વચ્ચે જે રીત્યનો સંબન્ધ કલ્પ્યોછે તેથી ભિન્નરૂપ સંબન્ધ કૃષ્ણભક્તિમાં દેખા દેછે; ભક્ત તે સ્ત્રી અને પ્રભુ તે પ્રેમપાત્ર પુરુષ —એ માનવ પ્રેમના આધાર ઉપર રચાયલા પ્રેમને પાયારૂપે લીધો, તે એટલે સૂધી કે પુરુષ ભકતે પણ સ્ત્રીરૂપે ભકિત—પ્રેમભક્તિ—કરવામાં સાફલ્ય મનાયું.* કવિ દયારામ પોતે કોક ગોપીના અવતાર હતા અને તેથી ગોપીરૂપે કૃષ્ણની ભક્તિ કરી, એમ કિંવદન્તીના પ્રચારમાં મૂળ તત્ત્વ આટલું જ કે કૃષ્ણની સાથે સંબન્ધ પુરુષનો ના જ સંભવે, સ્ત્રીનો જ હોય. આ romance ને પણ વિનયમર્યાદાના ત્યાગનું દૂષણ લાગ્યા વગર નથી રહ્યું. પરંતુ આ ભક્તિસ્વરૂપની ઉત્પત્તિનું બીજ માનવની હૃદયની ભૂખમાં જ જડશે; આત્માની romance માટેની તૃષામાં જ જોવાય એમ છે. શુષ્કજ્ઞાનથી એ ક્ષુધાતૃષા તૃપ્ત નથી થતાં, એ માનવના આત્માના બંધારણની જ સ્થિતિ આ ધર્મમાં romance ને પ્રવેશ આપવાનું પ્રથમ કારણ; પછી ત્હેની વિકૃતિ અવિનીત સાહિત્યમાં થઈ તે દૂષણ તે દૂષણ જ.

---

* નરસિંહ 'રાસ સહસ્રપદી', પદ ૬૯, કડી ૩:

"નરસૈંયાનું પુરુષપણું રે જાણ્યું ગયું તેણી વેળા રે"

રાસલીલામાં ગોપીવૃન્દની સ્થિતિ જોતાં નરસિંહ પોતે પુરુષ મટી સ્ત્રીરૂપ—ગોપીરૂપ થયો; જો કે આરંભની પંક્તિમાં તો નરસૈંયો દીવટિયો થઈને ઊભો કહ્યોછે.

*
* *

આ જીવન તે જ–સાચી દૃષ્ટિયે જોતાં–અદ્દ્ભુત romance છે; રૂપિયા આના પાઈથી ચણાયલું જીવન તે જીવન નથી; આત્માને પ્રેમ, સૌન્દર્ય, શ્રેય–એ ઉચ્ચ ભાવનાની સૃષ્ટિમાં વિહાર કરવાનું સામર્થ્ય આપનારાં સાધનો આ જીવનમાં લભ્ય છે, અને તે જ જીવનને શબરૂપ થતું અટકાવનારું romance છે. પણ એથી પણ વધારે અદ્દ્ભુત, વધારે ઉચ્ચકક્ષાનું, romance પરજીવન છે; એ વિચાર જ કેવો લલચાવનારો છે! એ ઉચ્ચતર romance ની પૂર્ણ સ્વરૂપકલ્પના આ જીવનમાં થવી કઠણ છે; છતાં ધન્ય ક્ષણે એ દિવ્ય દશાની ઝાંખી દ્રષ્ટાઓને, કવિજનને, થયા વિના નથી રહેતી; પરંતુ તે ઝાંખી જ; અને એ ઝાંખી થઈને એ અસલનો ચિતાર કવિજન આપી સકે તે માત્ર મૂળના shadows, છાયા, પડછાયા જ. (માનવસ્વરૂપની મર્યાદિત સ્થિતિનું જ એ પરિણામ, કુંઠિત શક્તિની દશા.) અદ્દ્ભુત કવિ કીટસે આ ઉચ્ચ Romance અને એ માનવ વાણીમાં ઊતારવાની મુશ્કેલીઓનો ઇશારો કર્યોછે;

When I behold upon the night's starred face
Huge cloudy symbols of a high romance,
And think that I may never live to trace
Their shadows with the magic hand of chance.

ઉચ્ચ, અદ્દ્ભુત અનુપમ ઉડ્ડાન*
તણાં કંઈ ઝાંખાં ભવ્ય નિશાન
નિરખી તારકમય રજનીમુખે
ચિન્તતો હું કંઈ જ્યહાં કૌતુકે,–

* રા. નરસિંહરાવે 'અનુપ કો ગાન' એમ romance માટે શબ્દ આપી 'નૂપુરઝંકાર'ની ટીકામાં એ શબ્દયોજનાની ઊનતા સ્વીકારીછે. અહિં 'ઉડ્ડાન' શબ્દ મૂકીને એ ઊનતા પૂરવાનો પ્રયત્ન માત્ર છે; પૂર્ણ સાફલ્ય નથી.

અહેતુક કવિતજાદુથી કાંઈ
ભવ્ય એ નિશાન કેરી છાય
આંકવા લઈ પીંછી સપ્રેમ
ભૂતળે હું નહિ થોભું એમ.

***

માનવ અને પ્રભુ વચ્ચેના પ્રેમભાવને romance નું સ્વરૂપ આપવામાં સૂફીવાદની દૃષ્ટિ જેવી જ દૃષ્ટિથી એક ઉચ્ચ કવિત્વકલ્પના આજથી એકત્રીસ વર્ષ ઉપર એક ગુજરાતી કાવ્યમાં પ્રગટ થઈ હતી. એ દૃષ્ટિ એ કાવ્યમાં કોઇ વિવેચકે પારખી હોય એમ જણાતું નથી. "ચક્રવાકમિથુન" નામનું રસિક, સમર્થ, કાવ્ય (રા. મણિશંકર ભટ્ટની કવિત્વશક્તિનું ફળ) ઈ. સ. ૧૮૯૦ માં 'બુદ્ધિપ્રકાશ'માં પ્રગટ થયું હતું. હેના ઉપર 'સેહેની' એ તખલ્લુસથી એક વિદ્વાન્ ગૃહસ્થે ટીકા પણ આપી હતી. (સેહેની=બ. ક. ઠાકોર એ હવે પ્રસિદ્ધ રહસ્ય છે). ચક્રવાક પક્ષીને શાપ છે કે એ પક્ષીના નરમાદાએ રાત્રિસમયે વિયોગ ખમવો. આ કાવ્યમાં એ પક્ષીના યુગ્મનો દિવસ સમયનો પ્રેમવિહાર પ્રથમ વર્ણવ્યોછે; એ વિહારમાં—

"વિરહસંભવને વીસર્યાં હતાં
બની નિરંકુશ બે ય ફર્યાં હતાં."

(માનવ પ્રાણી પણ મૃત્યુની તિમિરાવૃત રાત્રિ પડતાં થનારા પરસ્પર વિયોગનો સંભવ ભૂલી જઈ જીવન્તદશામાં કેવળ વિહારમાં જ મગ્ન રહેછે–તે ઉપર કાંઈક આડો કટાક્ષ અહિ જણાયછે; પરંતુ એ આખા કાવ્યના મુખ્ય ધ્વનિથી કાંઈક અસંબદ્ધ છે). પરંતુ સૂર્યાસ્તનો સમય સમીપ આવતાં,

"જાગ્યાં પ્રેમી વિરલ સુખની મોહનિદ્રા મહિંથી"

અને

"જવનિકા ત્રુટતાં સ્મૃતિનાશની
સમીપ મૂર્તિ ઊભી વિધિપાશની."

આ હાલતમાં પ્રેમબદ્ધ યુગલને નવી યુક્તિ સૂઝેછેઃ સૂર્યનું તેજ લુપ્ત નથી થયું હેવા ઊંચા ઊંચા આકાશપ્રદેશમાં એ બંને ઊડવા લાગેછેઃ

"મિથુન એહ ચઢે અવકાશમાં,
સ્થિતિ કરે દિનતેજપ્રકાશમાં;"

અને

"ધીમે ધીમે ગતિ કરી જતા પશ્ચિમે સૂર્ય જેમ,
ઊડી બંને ગ્રહણ કરતાં ઉન્નત સ્થાન તેમ."

આ ફાંફાં ક્ય્હાં સુધી નભવાનાં હતાં? ચક્રવાકીને એક નવીન-તર, અપૂર્વ, યુક્તિ–ઇચ્છા–સ્ફુરીઃ

"શાને હાવું–નહિ નહિં જ રે આપણે હાય ર્‌હેવું:
ચાલો હેવા સ્થલ મહિં, વસે સૂર્ય જે'માં સદૈવ,—
હાનાથી કૈં અધિક હૃદયે આર્દ્ર જ્ય્હાં હોય દૈવ."

પરંતુ અશક્ય તરફ આંખ્ય મીંચનારી આ સરલાના શબ્દોના ઉત્તરમાં ચક્રવાક કહેછેઃ

"લાંબા છે જ્ય્હાં દિન, પ્રિયસખી! રાત્રિ એ દીર્ઘ ત્હેવી,
આ ઐશ્વર્યે પ્રણયસુખની હાય આશા જ કે'વી!"

એમ કહી એક જ માર્ગ દીઠોઃ

"અવર કાંઈ ઉપાય હવે નથી,
વિરહજીવન સંહરિયે મથી,
ગહનમાં પડિયે દિન દેખતાં,
નયન મીચી કરી દઈ એકતા."

આમ વિરહ, જીવન બંનેનો અન્ત આણવા માટે (કે વિરહ-સરેલા જીવનનો, અન્ત આણવા માટે) આ પ્રેમીયુગ્મ મૃત્યુના ગહનમાં,

દિન દેખતાં જ (દિવસનું તેજ છતાં જ–એટલે જોડાયલાં રહીને જ), મૃત્યુ અને રાત્રિ બંનેના પરિણામ ના જોવા માટે આંખ્ય મીંચીને એકતા કરીને (સંયુક્ત રહીને જ) મૃત્યુના ગહનમાં, પડેછે.

હવે છેવટના ભાગમાં કાવ્યના મુખ્ય ધ્વનિનો સંદિગ્ધ પ્રશ્ન ઉપસ્થિત થાયછે:

"પાછું જોતાં દ્વિજયુગલને અન્યથા થાય ભાસ,
ઊંડું ઊંડું દિનકરસમું કૈંક દેખાય હાસ."

અદ્ભુત! મૃત્યુ અને રાત્રિના અંધકારમાં પ્રવેશ થવાને બદલે અણધાર્યા ઊંડા ઊંડા તેજોમય પ્રદેશમાં પ્રવેશ થાયછે.

અને આનન્દપૂર્ણ ચક્રવાકમિથુન ઉદ્ગાર કરેછે:

"આહા! આહા! અવર દુનિયાં! ધન્ય–
(વિરહ, રજની, વિનાની બીજી જ જ્યોતિર્મય દુનિયાં દીઠી)–
એ બોલતાંમાં
નીચે નીચે ઊતરી પડતું વેગથી દંપતી ત્ય્હાં."

છતાં—

"અધિક એહ પ્રકાશ થતો જતો,
જવ જનાર તણો વધતો હતો.
અમિત એ અવકાશ તણી મહિં,
કયહિ જ ચેતન એક દિસે નહિં."

આ સ્થિતિ શી? હેનો ધ્વનિ શો? વ્યંજના શી?

રા. રમણભાઈ આમ વ્યઙ્ગ્યદર્શન કરેછે:—

"અન્તે અજ્ઞાત 'ગહન'માં 'અન્યથા ભાસ દેખતું' 'વેગથી પડતું દંપતી' 'અમિત અવકાશમાં' લીન થઈ જાયછે. કવિનો અન્ત્ય ભાવ અજ્ઞાત જ રહેછે."*

---

* "કવિત્વરીતિ", "કવિતા અને સાહિત્ય" પૃ. ૬૨

રા. બ. ક. ઠાકોર ("સેહેની") કંઇક ઊંડી વીગતમાં ઊતરેછે અને અન્ય ધ્વનિ બતાવેછે:

કાવ્યના સમાપ્તિના બે શ્લોક વિષે "શેલેની" કહેછેઃ—

"કવિતા દેવીએ કરેલાં દિવ્ય લોચનથી કવિને જુદો જ આભાસ થાયછે. ('દ્વિજયુગલને' ભાસ થયો કવિયે કલ્પ્યો ને કવિની કલ્પના-ને થયેલો જ ભાસ ગણ્યો ?—અનુવાદક). મનવાંછિત ચિત્તાકર્ષક રસતેજપૂર્ણ એક નવીન 'દુનિયા' માં આ 'સ્નેહજાલ ચક્રવાકમિથુન' પૂર્ણ આવેગથી દાખલ થઈ જતું હોય એમ ત્હેને ખરીખર જણાયછે."

"પણ"—(અહિં "શેલેની"નું આત્મદર્શન મ્હને સંતોષ આપતું નથી; પણ હેમનું સાંભળી લઈયે;—"પણ")—

"Adieu, the fancy cannot cheat so well,
As she is famed to do, deceiving elf."

"કવિતાદેવીનો હાથ જ્યહાં મસ્તક ઉપરથી ખશી જાયછે, આંખ્યો બંધ કરીને જ્યહાં પાછી ઉઘાડેછે, ત્ય્હાં ત્હેની ખાત્રી થાય-છે કે એ દેખાવ તો ફક્ત એક ઇન્દ્રજાલ હતું."

શું કવિતા તે ઇન્દ્રજાલ ફેલાવનારી ઠગારી!

કવિતાએ આપેલાં દિવ્ય લોચન ઇન્દ્રજાલ, વસ્તુતઃ અસત્ય માયા, પ્રગટ કરે? કવિતાદેવીનો હાથ મસ્તક ઉપરથી ખશી જતાં, સત્યની ખાત્રી થાય? એમ હોય તો દિવ્ય સત્યનું દર્શન સૂક્ષ્મ પ્રવેશથી કરનારી, અને અલૌકિક શક્તિથી હેનું પ્રદર્શન કરાવનારી કવિતાને ધુતારી ઠરાવીને રસિક તત્ત્વદર્શનના રાજ્યમાંથી હેડફજેતી કરીને હાંકી કાઢવી જોઇયે.

***

મ્હને તો આ અદ્ભુત કાવ્યમાં હેના સમાપનમાં જુદો જ ધ્વનિ, અને દિવ્ય સત્ય સ્થાપનારો ધ્વનિ સંભળાયછે. પેલા ચક્રવાકમિથુને

---

"ચક્રવાકદંપતીને કવિયે મનુષ્યપ્રેમની મૂર્તિરૂપ કલ્પ્યુંછે, અને એ દંપતી-નો અનિવાર્ય વિયોગ મનુષ્યચિત્ત અને મનુષ્યસૃષ્ટિક્રમ વચ્ચેના વિરોધનું ઘણું વધારેલું બિમ્બ છે."

આત્મઘાત કર્યો કે નહિ તે સ્પષ્ટ નથી; પરંતુ તેમ થઈને મૃત્યુપારની નવી સનાતન ભૂમિનું દર્શન હેમને થયું, અને સતત જ્યોતિથી ભરેલા પ્રદેશમાં પ્રવેશ હેમણે કર્યો;

"ત્ય્હાં તો ચિરલગી
તણાયા જવાનું સુખસરિત માંહિ—"

ચક્રવાકમિથુનને અન્યથા ભાસ થયો હતો તે સત્ય સ્થિતિ તજીને અસત્યનો નહિં, પણ મૃત્યુના ગહનમાં પડયાની અસત્ય સ્થિતિ તજીને જ્યોતિર્મય ભૂમિમાં પ્રવેશની સત્ય સ્થિતિનો. અને એ અસત્ય ભાસ ન્હોતો તે કવિના છેવટના શ્લોકના પૂર્વાર્ધમાં પ્રગટ થાયછે:

"અધિક એહ પ્રકાર થતો જતો
જવ જનાર તણો વધતો હતો."

અને એ અસીમ અવકાશમાં જ્યોતિ જ જ્યોતિ—બીજું કાંઈ નજરે પડતું જ ન્હોતું;

"અમિત એ અવકાશ તણી મહિં
કયહિ જ* ચેતન એક દીસે નહિ."

કોઇ પણ ચેતન વ્યક્ત રૂપે જણાતું જ ન્હોતું; જ્ય્હા એ ચક્રવાકમિથુન પણ વિલીન થઈ ગયું; કેમકે

ના જ્યોતિથી ભિન્ન દીસે જ કાંઈ
આ પર જો! પ્રકૃતિ ઙ્ખી પુરુષ માંહિં!†

---

* "પૂર્વાલાપ" માં 'કયહિં અચેતન એક દિસે નહિ' એમ પાઠ છે. (મૂળ બુદ્ધિપ્રકાશમાં 'જ ચેતન' હતું) આ નવો પાઠ વધારે સારો છે—સર્વત્ર ચેતનની જ રેલ હતી—એ અર્થ છે.

† "દિવ્ય ગાયકગણ"—છેલ્લો શ્લોક "હૃદયવીણા".

પરંતુ એક બીજો મુખ્ય ધ્વનિ હું સાંભળુંછું તે કહું. ચક્રવાકનું યુગ્મ તે જીવાત્મા અને પરમાત્મા; જે'ને ઉપનિષદ્માં द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते કહીને વર્ણવ્યાછે તે; એ બેનો સંબન્ધ સૂફીવાદે કલ્પેલો પ્રેમનો જ સંબન્ધ આ કાવ્યમાં ચક્રવાકના નરમાદાનાં સંબન્ધથી દર્શાવ્યોછે; અજ્ઞાનરૂપી અન્ધ રજનીમાં એ બે પ્રેમીઓનો વિયોગ થાયછે; એ રજનીનું તિમિર જતાં જ્ઞાનજ્યોતિ પ્રગટેછે અને બંનેનો સંયોગ થવો શક્ય છે; માટે જ સંયોગદશા વખતે બંને ફરીથી વિયોગ ના થાય એ પ્રબલ ઇચ્છાથી સનાતન જ્યોતિર્મય પ્રદેશમાં પ્રયાણ કર્યા કરીને જ્યોતિષ્પ્રવાહમાં અટળ સહચાર સાધેછે. આ ધ્વનિમાં સૂફીવાદની કલ્પનાને સુઘટિતસંસ્કાર અપાયલા હું જોઉંછું. એ જ્યોતિઃસિદ્ધ સહચારમાં

"અધિક એહ પ્રકાશ થતો જતો
જવ જનાર તણો વધતો હતો."*

—:૦:—

પૂરવણી—

'ચક્રવાકમિથુન' કાવ્યના આ ધ્વનિશ્રવણમાં મ્હને અણધારી પુષ્ટિ એક દિશામાંથી મળીછે. મણિશંકર ભટ્ટના આ કાવ્યનું પ્રેરણાબીજ

---

* આ કાવ્યની પ્રેરણા જે અસાધારણ દર્શનથી થઈછે ત્હેવા જ અદ્ભુત પ્રેરકબળવાળા દર્શનને પરિણામે ઈરાનના સૂફી સાહિત્યમાં એક અનુપમ કાવ્યની ઉત્પત્તિ થઈ હતી. ઈ. સ. ૧૨૩૦ માં ફરીદ્-ઉદ્-દીન અત્તાર નામનો કવિ હતો; હેણે 'મંતિક્-ઉત્-તયર' (અર્થાત્ 'પક્ષીઓની વાણી') એ નામનું કાવ્ય ફારસીમાં રચેલુંછે. એ કાવ્યની કલ્પનાઘટના આમછે: અમુક પક્ષીઓનું ટોળું સાત ખીણોમાં થઈને પસાર થાયછે; (સૂફીવાદમાં સ્વીકારેલા અન્ત્ય 'ફના' અર્થાત્ નિર્વાણમાં પ્રવેશ મળવાના માર્ગના સાત ગૂઢ મુકામ તે આ સાત ખીણો); 'સી-મુર્ગ'-એટલે Phoenix પક્ષિરાજની કને પ્હોચવાની મુસાફરીમાં એ સાત ખીણોમાં થઈને પસાર થતે થતે માત્ર ત્રીસ પક્ષી બચેછે, બીજાં બધાં મરણ પામેછે; અને સૂફીનું પરમાત્મામાં વિલીન થવું આ કાવ્યમાં અસાધારણ કૌશલથી વર્ણવ્યુંછે.

किमिह किमपि दृष्टं स्थानमस्ति श्रुतं वा
व्रजति दिनकरोऽयं यत्र नास्तं कदाचित्
भ्रमति विहगसार्थानित्थमापृच्छमानो
रजनिविरहभीतश्चक्रवाको वराकः ॥ *

એ સંસ્કૃત શ્લોકમાંથી મળ્યું હો વા ન હો. પરંતુ રા. રામનારાયણ પાઠકે નાવ્હેમ્બર ૧૯૨૯ માં એક વાત કહેલી કે બાવાઓ હમેશાં ભજનો આરમ્ભતા પ્હેલાં એક દુહો ગાયછે કે-

સાંઝ પડે દિન આથમે ચકવી બૈઠી રોય:
ચકવા ! ચલો વહાં જાઈયેં જિહાં રૈન નવ હોય.

આ બાવાઓનાં ભજનિયાંના ભોગી મણિશંકરને વિદિત હોઈ હેમના અનુપમ કાવ્યનું સૂક્ષ્મ બીજ હોઈ, તેટલા ઉપરથી સુન્દર કલ્પનાદર્શનથી એ કાવ્યનો વિકાસ થયો હોય-આમ મ્હારો તર્ક છે. પણ મ્હારા ધ્વનિદર્શન માટે તો વક્તવ્ય બીજું છે. બાવાઓનાં ભજનોમાં આ મંગલદુહો શા માટે વપરાતો હશે ? એ ભજનોની પછાડી પ્રેરણાબળ જીવાત્મા અને પરમાત્માના સંબન્ધનું-અદ્વૈતમતથી છંટાયલા ભક્તિભાવજનિત સંબન્ધનું-હોવાનો સંભવ છે. તો આ દુહાથી અજ્ઞાતરૂપે વિકાસપામેલા 'ચક્રવાકમિથુન'ના સમાપનપ્રસંગમાંનું મ્હારું ધ્વનિદર્શન-ચક્રવાકમિથુન તે જીવાત્મા પરમાત્માનું યુગલ અને રજનિ તે અજ્ઞાનતિમિર પ્રસારનારી માયા એ ધ્વનિદર્શન-છેક તરંગવૃત્તિજનિત નહિ જણાય એમ લાગેછે.

૧૮-૪-૩૨. ન. ભો.

---

* काव्यमीमासा (પૃ. ૬૦). ગુજરાતીમા આમ દર્શાવાય:

કંઇ અહિ સ્થળ દીઠું સાંભળ્યું વા ત્હમે કે
દિનકર જહિં પામે અસ્ત ના, સ્થાયી ર્‌હેતો?
વિહગગણ બધાને પૂછતો આમ ચાલ્યો
રજનિવિરહબ્હીન્યો ચક્રવો જો ! બિચારો.

એક દિવસ પાછલી રાત્રે મ્હને સ્વપ્નું આવ્યુંઃ સૂરત શહેરની એક આડશેરીમાં બે ગરિયાંની ઊઘાડી ડમણીમાં હું અને મ્હારો બન્ધુ બેશીને જતા હતા. એક વરઘોડા જેવું શેરીમાં થઈને જતું હમે પસાર કર્યું. બૈરાં ગાતાં હતાંઃ-ગીત ઉપરથી જાણ્યું, કે ગાનારાં કન્યા-વાળાં હતાં. તે કન્યાને વદાય કરતી વખતે ગાતાં હતાં. બે પંક્તિયો સાંભળી તે અર્થમાં ગમ્ભીર વિષયનાં ચિન્તન ઉદ્બોધે હેવી હતી. પછીની બે પંક્તિયો સાંભળી તે યાદ રાખવા જતાં પેલી બે ભૂલી જવાઈ. (પછીની પંક્તિયો જાગ્યા પછી પણ યાદ રહી). મ્હારા બન્ધુને મ્હેં–સ્વપ્નમાં જ–કહ્યુંઃ "આ પંક્તિયોનો આધાર લઈને હું 'વિવર્ત-લીલા'માં કાંઈક લખીશ." એ પંક્તિયો આઃ

"અનંગતણું તણપાતીડું લી......ધું;
ગરીબતણું ઘર લૂંટી રે લી......ધું"
(ગાનારીઓ સૂનારણો કે હેવી લાગતી હતી).

આ પંક્તિયો જાગ્રત્ જીવનમાં કદી મ્હેં સાંભળી નથી, એ પ્રકારના અર્થવાળી પણ સાંભળી નથી. "તણપાતીડું" એ શબ્દ પણ અગાઉ કદી સાંભળ્યો–વાંચ્યો–નથી.

***

આ સ્વપ્નની પરીક્ષા, સ્વરૂપનિરીક્ષા, માનસશાસ્ત્રમાં સ્વપ્નનું સ્થાન વિચારીને કરવાનું મ્હારામાં જ્ઞાનસામર્થ્ય નથી. બાકી એટલું તો નોંધું-

છું કે ઊંઘતા પ્હેલાં હેવા કોઇ પણ બનાવ, વિચાર, વાર્તાલાપ થયા ન્હોતા કે તે આ સ્વપ્નને અને આ પંક્તિયોના વિચારને આધારરૂપ બને. જીવનમાં અનેક પ્રસંગો, અનુભવો, વિચારસ્રોત, આપણને મળેછે, ને ત્હેમાંથી એ પ્રસંગાદિક આપણા મનના અન્તઃખંડોમાં સંચિત થઈ રહેછે, તે કોઇ અગમ્ય વિદ્યુચ્છક્તિની ચાંપ દબાઈને બાહ્યખંડમાં પ્રગટ થાયછે. હેવો આ પણ પ્રકાર હશે.

સમાજજીવનના કેટલાક પ્રશ્નો આ પંક્તિયો ઊપાડેછેઃ પુરુષ-સ્ત્રીનાં લગ્ન અનેક પ્રકારે થતાં અને થાયછે; બ્રાહ્મવિવાહ, ગાન્ધર્વ વિવાહ, રાક્ષસવિવાહ, ઇત્યાદિ. ત્હેમાંથી પ્રાચીન સમાજસ્થિતિમાં વિશેષ પ્રવર્તનાર રાક્ષસ વિવાહના સંસ્કારો આ પંક્તિમાં સ્પષ્ટ જણાયછે. "આવ્યો'તો ચૌટડાનો ચોર, લાખેણી લાડી લઈ ગયો રે" એ હાલ અમુક ન્યાતોમાં ગવાતી પંક્તિ જેટલો સ્પષ્ટ અથવા અરસિક શબ્દો વડે નહિ, પણ સૂચક અને રસિક શબ્દોમાં "ગરીબતણું ઘર લૂંટી રે લીધું" એ પંક્તિ રાક્ષસવિવાહના પ્રકારનો ઇશારો કરેછે.

* * *

આ તો પંક્તિયોના વ્યંજનામન્દિરનો બાહ્યખંડ જ આપણે જોયો. અન્તઃખંડમાં જઇયેઃ

"અનંગતણું તણપાતીડું લીધું"

(તણપાતીડું એ નવીન શબ્દનો અર્થ-તૃણ=પાતરાં, પાંદડાં—હેનો સમુદાય). અનંગના, પ્રેમના નહિં પણ કામવાસનાના, અગ્નિને પ્રજ્વલિત કરનાર, પ્રજ્વલિત રાખનાર, ઘાસપાંદડાં, સૂકાં ઘાસ પાંદડાં, તૃણ-પાતરાં, 'તણપાતીડું' કોણ? હરણ કરીને લઈ આણેલી કન્યા. કન્યાનાં ગરીબ માતપિતાને તો એ ઘરનું ધન હતું; પેલા રાક્ષસવિવાહ આદર-નાર પુરુષને તો એ માત્ર "અનંગતણું તણપાતીડું" જ! આ પ્રકાર-ની સંસ્થા પ્રતિબિમ્બિત કરનાર માનવસમાજની ભાવના ઉચ્ચ તો નહિં જ હતી? છતાં માનવની સામાજિક ઉત્ક્રાન્તિનો આદિક્રમ

કે · ' ભ' વના પૂજનારા ક્રમની સ્થિતિમાં પણ જૂના ધ્વનિરૂપે કે'વો વળગી રહેલોછે તે આ ગીતથી સૂચવાયછે.

*
* *

સ્ત્રીજાતિનું માનવસમાજમાં સ્થાનઃ—આ પ્રશ્ન વ્યવહારથી નિરપેક્ષ ચર્ચા માટે જેટલો સરળ છે તેટલો જ વ્યવહારમાં વિનિયોગ માટે ગૂંચવાડાભરેલો છે. માટે તે પ્રશ્નના વમળમાં ગૂંથાઈ નહિં રહું. પરંતુ આ પ્રશ્નને અંગે ઉદ્‌ભવ પામતા કેટલાક વિચારો ટાંકી લઉં. "અનંગતણું તણુપાતીકું" માત્ર ગણનારી સમાજની અવસ્થા તજી, જીવનના વિકાસમાં, મન, બુદ્ધિ, આત્માની ઉન્નતિમાં સહકારિણી સખીરૂપે સ્ત્રીનો જીવનભર સંગ્રહ કરવાની ભાવનાની સાથે કામવાસના ગૌણ બની જઈને પ્રેમભાવના દિવ્ય જ્યોતિરૂપે ઝળકી ઊઠેછે! એ જ્યોતિમાં પ્રેમના વિભાગીકરણને અવકાશ નથી. સર વૉલ્ટર સ્કૉટની "તલિસ્માન" નામની વાર્તામાંનો એક પ્રસંગ અહિં યાદ આવેછેઃ વાર્તાના આરમ્ભમાં નાયક, કેનેથ, અજ્ઞાતરૂપે રહેલો, સલાહ–ઉદ્‌–દીન (સેલાદીન) પણ અજ્ઞાતરૂપે આવેલાની જોડે અણધાર્યો મળેછે. તે વખતે બંને વચ્ચે થયેલા સંભાષણમાં મુસલમાનોનો અનેક સ્ત્રી કરવાનો રિવાજ અને ક્રિશ્ચનોનો એકપત્નીસેવનનો રિવાજ એ બેની ગુણદોષતુલના સંબન્ધી સંભાષણ થાયછે, ત્હેમાંથી નીચેનું સંભાષણ આપણા કામનું છેઃ—

કેનેથ—"ત્હારી આંગળી ઉપર પેલી હીરાની વીંટી ત્હેં પ્હેરીછે તે નિઃસંશય તું અમૂલ્ય ગણતો હોઈશ."

સલાહ–ઉદ્‌–દીન—"બાલસોરા અને બગદાદ આખાં ફરી વળો, પણ હેનો જોટો નહિં મળે."

કેનેથ—"મ્હારી યુદ્ધની ફરશી લઈને એ હીરાના વીસ કકડા કરી નાંખ્ય. પ્રત્યેક કકડો મૂળ રત્ન જેવો કીમતી રહેશે? અથવા તો એ બધા કકડા ભેગા મળીને પણ મૂળની કીમતનો દશાંશ પણ કીમતમાં થશે?"

સલાહ–ઉદ્‌–દીન—"ન્હાનું બાળક પણ કહી સકશે. હેવા કકડાની કીમત આખા રત્નના મૂળનો શતાંશ પણ નહિં થાય."

કેનેથ-" ઓ સેર્સન! એક જ સતી સુન્દરીની સાથે જે પ્રેમથી સાચો વીર જોડાયછે તે પેલુ અખંડ રત્ન છે. ત્હારી ગુલામરૂપ સ્ત્રીઓ અને અર્ધપરિણીત દાસીઓમાં જે સ્નેહ તુ વેરેછે, તે ખંડિત થયેલા હીરાના ચળકતા ચૂરા જેવો, પેલાની સરખામણીમાં, કીમત વિનાનો છે.'

સ્ત્રીપુરુષ વચ્ચેના અભેદ્ય પ્રેમનું આ નિદર્શન સચોટ છે. પરન્તુ પ્રેમ-ઉદાર પ્રેમ-એથી પણ વિશાળ અને ઊંચા પ્રદેશમાં પ્રવર્તેછે તે દર્શન જુદું છે. પ્રેમ તે માત્ર સ્ત્રી અને પુરુષને જ સંયુક્ત કરેછે એમ નથી; માતા અથવા પિતા અને બાલક, બન્ધુ ભગિની, મિત્ર મિત્ર (પછી તે સ્ત્રી હો કે પુરુષ હો), માનવ માનવ, અને સર્વોપરિ પ્રભુ અને ભક્ત, એ વચ્ચેના સંબન્ધનું નિદાનરૂપ ઉચ્ચ પ્રેમ છે તે ભૂલવાનું નથી. આ દૃષ્ટિયે પ્રેમ અવિભાજ્ય ગણવાથી સંકુચિત દૃષ્ટિ જણાશે. અવિભાજ્ય પ્રેમ તે સ્ત્રીપુરુષના પતિપત્ની સ્વરૂપનો પ્રેમ એ કેવળ જુદી જ વાત છે; હેનું સૌન્દર્ય, હેની કીમત, અસાધારણ જ છે. પરન્તુ પ્રેમના વિશાળ ભાવનું દર્શન કરીશું તો પતિપત્નીનો પ્રેમ તે એક મહાન્ સૌન્દર્યમન્દિરનો ખંડ, રમણીય, પણ એક વ્યક્ત ખંડ જ, માનવો પડશે. અને પ્રેમને આમ એકલ સંબન્ધમાં પૂરવામાં આધ્યાત્મિક વિકાસને, સૌન્દર્યની ભાવનાને, કેટલીક ઊનતા આવેછે તે પણ ધ્યાનમાં લેવાનું છે.

***

આ માટે એક બે દૃષ્ટાન્તો તપાસવાથી સમઝાશે. ઇન્દ્રધનુષ્યના સાત રંગનો સમુચ્ચય અને એ પ્રત્યેક રંગનાં છૂટાં છૂટાં સ્વરૂપ-એ બે સરખાવો. પ્રત્યેક રંગ સુન્દર છતાં સાતે રંગ અમુક ગોઠવણમાં સાથે આવતાં નવી જ સૌન્દર્યઘટના થાયછે. સાતે રંગનો સમન્વય થતાં એક રંગ વિનાનું સૂર્યના તેજનું કિરણ બનશે; અથવા તો સૂર્યનું કિરણ અમુક પ્હેલ પાડેલા પારદર્શક પદાર્થમાંથી પસાર થતાં ઇન્દ્રધનુષ્યના રંગની શ્રેણી પ્રગટ થાયછે. આ સૌન્દર્યઘટનાની પાછળ અંતર્ગૂઢ સાધક તત્ત્વ શું હશે?

બીજું દ્દષ્ટાન્ત લઇયે: સંગીતસાધક સાત સ્વર स, रि, ग, म, प, ध, नि- આ પ્રત્યેક સ્વર છૂટા છૂટા ગાઓ, શુદ્ધતા આવશે, કાંઇક કર્ણપ્રિયતા આવશે; પરન્તુ એ સૂર પરસ્પર સંયોગમાં, એકમાંથી બીજામાં સંક્રમણ થવાની યોજનામાં, વધતા ઓછા કાલપ્રમાણ તથા ક્રમની યોજનામાં, આવતાં મધુર રાગ નિષ્પન્ન થાયછે, તે સૌન્દર્ય ચઢિયાતું જ બનશે. માત્ર અનુક્રમથી નહિ, પણ કાલ, પ્રધાનતા, ઇત્યાદિ તત્ત્વોથી પણ જુદી નિષ્પત્તિ થાયછે. स, रि, ग, म, प, એમ પાંચ સૂર સરખા કાલાન્તરે બોલો તો માત્ર સૂર પ્રત્યેક સ્વરૂપે સંભળાશે; પણ स, रि,- ग, म, प, એમ रि ઉપર ભાર અને કાલક્ષેપ વધારે-એ તત્ત્વથી કાંઇ રાગનું સ્વરૂપ ઘડાવા માંડશે. અથવા स. रि.. म. प.. नि. सं। रिं. सं. नि. ध. प. म. ग. रि. स. रि.. આમ યોજનામાં रि ઉપર પ્રાધાન્ય, કાલક્ષેપ, ઇત્યાદિ અંશ આણવાથી સોરઠ રાગ નિષ્પન્ન થઇને નવું જ સંપૂર્ણ સૌન્દર્ય ઘડાશે. આમ નાદસૌન્દર્યમાં પણ અન્તર્ગૂઢ ઉપાધિનો પ્રવેશ થતાં નવી સુન્દર ઘટના પ્રગટ થાયછે. સાત રંગમાં રૂપસૌન્દર્યનું તત્ત્વ અંતર્ગૂઢ તેમ સપ્તસ્વરની ઘટનામાં નાદસૌન્દર્યનું તત્ત્વ અન્તર્ગૂઢ. આ પરમાત્માના સૌન્દર્યના અંશરૂપ જ છે.

* * *

આ સાત સ્વરને એકત્ર સમન્વયમાં લેનારો નાદ એક છે— स, 'षड्ज'. એ આદ્ય સ્વરનો અર્થ બે પ્રકારે કરાયછે. षण्णां स्वराणां जनकः षड्भिर्वा जन्यते स्वरैः। स પછીના ૭ સ્વરની ઉત્પત્તિ જે'માંથી છે તે, અથવા જે એ ૭ સ્વરથી ઉત્પન્ન થાયછે તે, (આ બેમાં પ્રથમનો અર્થ લેવામાં વ્યાકરણદોષ આવેછે; પરન્તુ) આ ઉપરથી એટલું જણાયછે કે બધા સ્વરનો સમન્વય એક षड्ज (स) માં થઇ જાયછે. જેમ સાતે રંગનો સમન્વય એક શ્વેત કિરણમાં થઇ જાયછે, તેમ કાંઇક આ ઘટના છે; ફરક જરાક છે ખરો; સાત રંગ જુદા શ્વેત કિરણમાં સમાયછે; અને સાત સ્વરો પોતામાંના જ એક મૂળ સ્વર-षड्ज-માં

સમાયછે. આથી પણ આગળ વધીશું; બધા સ્વરો ષડ્જમાં વિલીન થાયછે એટલું જ નહિ, પણ એ લયનું અન્તિમ સ્વરૂપ ૐકારના નાદમાં છે, એમ પણ જોઈ સકાશે. એ ૐકાર–ઉદ્ગીથ–નો નાદ અમુક ઉપાધિથી વિશિષ્ટ થાય એટલે સાત સ્વરનું સંગીત વ્યક્ત થાય; શ્વેત કિરણ prism–પ્હેલ્નવાળા પારદર્શક પદાર્થરૂપ ઉપાધિ–સાથે ગૂંથાય એટલે સાત રંગની સુન્દર રચના વ્યક્ત થાય. અખાએ આ વાતને મળતી કાંઈક કલ્પના નીચેની પંક્તિયોમાં કરીછે:

જેમ કાચનું મન્દિર રચ્યું, નીલ પીત શુભ્ર શ્યામનું,
તે ઉપર તપ્યો સૂર જ્યારે, ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું.
કૈવલ્ય સૂરજ તપે સદા, માયા તે મંદિર કાચ,
ઈશ્વર નામ તે તેહનું, જીવ થઈ માન્યું સાચ.*

આ કલ્પના અને મ્હેં મૂકેલી કલ્પના વચ્ચે ફરક સ્પષ્ટ છે. કિરણનો ઉપાધિને યોગે જુદા જુદા રંગોમાં વિચ્છેદ એ મ્હારું દૃષ્ટાન્ત છે. પરન્તુ અંશગત સામ્ય પણ છે. ૐકારને પક્ષે માયા, ઇહજીવન, એ ઉપાધિનો સંયોગ થતાં એ મહાનાદનું ભિન્ન સ્વરમાં વ્યક્ત દર્શન થાયછે; ૐકાર, ઉદ્ગીથ, એક મહાનાદ સતત હોઈ હેમાં સર્વ સ્વરોનું સંકલન, synthesis, થાયછે, તે પરબ્રહ્મનું બ્રહ્માણ્ડસંગીત છે. છતાં એ મહાનાદ આ પ્રગટ જગતનો વિકાસ પણ કરેછે. એ વિશે એક સ્થળે કહ્યુંછે:

"ૐકાર is the sublime principle of the grand cosmic harmony, the grand symphonic power which

---

* આ કલ્પના સાથે શેલીની "Adonais" કાવ્યમાની નીચેની પંક્તિયો સરખાવવા જેવી છે:

√ Life, like a dome of many-coloured glass,
Stains the white radiance of Eternity
Until Death tramples it to fragments.

called together the wandering atoms, the electrons, into rhythmically marching order: even as the shepherd's flute calls together the wandering flocks of sheep and marches them homeward in the silent sun-down stillness."



પણ આપણે ક્ય્હાં ભટક્યા?—મહાનાદનું સંગીત આપણને મૂલ સ્થાને લઈ જશે. પ્રેમનું મહાતત્ત્વ આ નાદ અને રૂપના તત્ત્વ જેવું છે. પ્રેમનો ૐકાર, કે પ્રેમનું શ્વેત કિરણ ઉપાધિબળે વ્યક્ત સ્વરૂપ ધારણ કરીને પિતા, માતા, પુત્ર, પુત્રી, મિત્ર, બન્ધુ, ભગિની, ઇત્યાદિના સંયોગમાં નાદલીલા, રૂપલીલા પ્રગટ કરેછે. એ નાદસૌન્દર્ય અને રૂપસૌન્દર્ય એકલસૂરા અથવા એકલરંગી સૌન્દર્ય કરતાં વિભક્ત સૌન્દર્યમાં વધારે આનન્દોપભોગ આપેછે; શરત માત્ર એટલી કે એ વિભક્ત સૌન્દર્ય એક જ નાદમાં કે એક જ રંગમાં નિયન્ત્રિત ના થવાની સાથે અન્ય નાદ અને રંગનો સંગ્રહ કરતાં કરતાં સર્વનો સમુચ્ચય સાધી, એ સમુચ્ચયમાં અન્તર્ગૂઢ સૌન્દર્યતત્ત્વનું દર્શન કરાવે. અન્તિમ સંયોગીકરણમાં પછી ૐકારનો મહાનાદ, અથવા શ્વેતકિરણનો અખંડ જ્યોતિ ભલે લક્ષ્યરૂપ ગણો; એ મહા ધ્રુષ્ટસિદ્ધિ યોગીઓને માટે છે, હું તો ઉપાધિયુક્ત રૂપલીલા, નાદલીલા, અને પ્રેમલીલા સ્વીકારવાને તૈયાર છું; પરમાત્માના શૂન્યકારમાં સ્વરસૌન્દર્ય કે રૂપસૌન્દર્યની વ્યષ્ટિરૂપ ઘટના ક્ય્હાં મળશે? એ સમન્વિત સૌન્દર્યમાંથી થતી રૂપલીલા અને નાદલીલા પ્રગટ થાય એ મ્હારે મન કવિતા છે. જીવન એટલે સંચલન, રૂપાન્તર, સતત વહન છે; શૂન્ય સ્તબ્ધતા નથી.

---

પ્રકૃતિનાં સ્વરૂપો–સૌન્દર્ય, ભવ્યતા અને ઉન્નત ભાવ એ ત્રણ ગુણોનાં બોધક સ્વરૂપો–આ વિશ્વઘટનામાં શી સેવા કરેછે? વિશ્વમાં આ સ્વરૂપોનો ગુણભોક્તા માનવપ્રાણી સરજ્યો હોત નહિ તો એ સ્વરૂપો વન્ધ્ય જ થાત કની? દૃષ્ટિસૃષ્ટિવાદિ કહેશે: એ સ્વરૂપ માનવ પ્રાણીના અન્તરમાં રહેલાં બ્હાર પ્રગટ થાયછે. બ્હાર સ્વતન્ત્ર અસ્તિત્વ ધારણ કરનાર પદાર્થ એ છે જ નહિ; એટલે માનવપ્રાણી પૃથ્વીના પટ ઉપર હોત નહિં; તો એ સ્વરૂપો વન્ધ્ય થાત એ કલ્પનાને ઉત્પન્ન થવાનો અવકાશ જ નથી. ભલે; પણ અન્તરમાંથી બ્હાર પ્રગટ થયેલી દશામાં તો એ સ્વરૂપોને અસ્તિત્વ છે જ. અને તેમ થયા પછી એ સ્વરૂપો માનવહૃદયને નવી છાપ પાડીને એક પ્રકારનો પરાવૃત્ત વ્યાપાર (reflex action) કરેછે, એમ આ પૂર્વપક્ષ કરનારને ઉત્તર દઈ સકાશે. હું તો એ વાદનો પૂજક નથી. એટલે તરત જ કહીશ કે એ સ્વરૂપો માનવહૃદયનો વિકાસ સાધવામાં સહાયભૂત થાયછે, તે સેવા અમૂલ્ય છે.



એ સેવા અણધારી, એકાએક, અનપેક્ષિત માર્ગે એ સ્વરૂપો કરેછે: ત્રણ વર્ષ ઉપર માણેકઠારી પૂન્યમની પાછલી રાત્રે દીઠેલી એક અસાધારણ સૌન્દર્યલીલા વિશેની નોંધ આ પ્રમાણે છે:

"આજ પાછલી રાત્રે સમુદ્ર ઉપરના અભ્રાકાશમાં જોઉં છું તો, કાળાં, ધોળાં, આછાં વાદળાંમાં; એ વાદળાંને રસિત કરતું મનોહ-હારી પ્રત્યગનું ચન્દ્રકિરણ અદ્ભુત દીપ્તિ સમુદ્ર ઉપર આકાશમાંથી પાથરતું–સ્થિર દૃષ્ટિથી રહીને જોતું, રહીને આહ્વાન કરતું ઊભું હતું. તરત હું પ્રેમ–પ્રિય જનોની સાથે જોડનારા પ્રેમ–ની દ્વારા આ સૌન્દર્ય સાધન-દ્વારા, પરાત્પર દર્શન જોતો ઊભો."

આ સૌન્દર્ય રૂપ વન્ધ્ય ગયું એમ આ લાભ પછી હું કેમ કહી સકું? મ્હારા જેવા અનેક પામર આત્માની સેવા હાવાં અનેક પ્રકૃતિ-સ્વરૂપો કરતાં હશે જ.

લોકો પ્રભુ કને અને પયગંબરો કને પ્રમાણચિન્હ માગે છે; હું કહું છું પ્રકૃતિમાં આમ પ્રગટ થતા ચમત્કારથી વિશેષ પ્રમાણચિન્હ શાં સંભવે?

*

આપણો માયાવાદી કહેશેઃ એ સર્વ ત્હમારા હૃદયમાંથી બ્હાર વિક્ષિપ્ત કરેલી જ સૃષ્ટિ છે. બાહ્ય પદાર્થ કાંઈ જ નથી. કવિતાના ચમત્કારદર્શન વિશે પણ વિવેચકોની એક ટુકડી કહે છે જ કેઃ "We receive but what we give." (આપણે અર્પણ કરિયે છિયે તે જ આપણે લઇયે છિયે). આ સ્વરૂપદર્શન સર્વાંશે સત્ય નથી; અથવા તો હેતું શબ્દશઃ ગ્રહણ કરવાનું નથી. બાહ્ય પદાર્થમાં વસ્તુતઃ કાંઈ જ સૌન્દર્યાદિક અંશ નથી, અને આપણને ભાસ થાય છે તે માત્ર આપણી જ કલ્પનાસૃષ્ટિ છે, એમ તાત્પર્ય નથી. બાહ્ય સૌન્દર્યનું અસ્તિત્વ તો છે જ; પણ આપણી માનસિક ઘટનામાં તે સૌન્દર્યનાં બીજ હોય, એ સૌન્દર્યનાં પ્રતિયોગી સ્વરૂપો હોય, તો જ આપણે બાહ્ય સૌન્દર્ય જોઈ સકિયે, નહિ તો બાહ્ય સૌન્દર્ય વન્ધ્ય જ રહેવાનું; એ સૌન્દર્ય હતું અને નહતું સરખું જ. કાંઈક આ પ્રકારનું જ તત્ત્વદર્શન મેરેડિથની નીચેની પંક્તિયોમાં સૂચવાયું છે.

"True harmony within can apprehend
Dumb harmony without." *

* Modern Love xxxix, ll. 7 8

(માનવ હૃદયની અંદર સાચું સંગીત હોય તો તેથી જ બાહ્ય પદાર્થનું મૂક સંગીત કળી સકાય).

સૌન્દર્યનું બીજ પદાર્થની ભૌતિક ઘટનામાં જોનારા ચિન્તકોનો મત, અને પદાર્થની પાર રહેલી અતિભૌતિક ભાવનામાં જોનારા ચિન્તકોનો મત, એ બંનેનો સમન્વય (ઍરિસ્ટોટલનો જડવાદ અને નીઓપ્લેટૉનિક ફિલસુફીનો ભાવનાવાદ એ બેનો સમન્વય) ઝેયુફ્રવા નામના ફ્રેન્ચ ચિન્તકે કર્યોછે કે "અદૃશ્ય તત્ત્વનું, ત્હેને પ્રગટ કરવાને માટે સ્વાભાવિક રીતે સમર્થ ચિહ્નોવડે, પ્રદર્શન તે સૌન્દર્ય." આ સૌન્દર્યતત્ત્વનું મૂળ બિમ્બ અતિભૌતિક ભાવનાના અધિષ્ઠાનભૂત માનવહૃદયમાં અને હેનું પ્રતિબિમ્બ બાહ્ય પદાર્થની સ્વરૂપઘટનામાં, એમ ઉભયનિષ્ઠ તત્ત્વનું દર્શન આ પંક્તિયોમાં અકેરૂપે રચેલી વાણીમાં કરાવ્યુંછે.

⁂

ઉપરની પંક્તિયોનું હાર્દ પૂર્ણ રીતે જણાય તે માટે, તેમ જ કવિની દૃષ્ટિ કે'વા ઉચ્ચ પ્રદેશમાં વિહરીને અમૂલ્ય વિચારો કે'વી કલાથી રજુ કરેછે તે બતાવવાના હેતુથી, કાવ્યમાંનો યોગ્ય અંશ સામટો ઊતારવો પડશે:

"O visage of still music in the sky!
Soft moon! I feel thy song my fairest friend!
True harmony within can apprehend
Dumb harmony without. And hark! 'tis nigh!
Belief has struck the note of sound a gleam
Of living silver shows me where she shook
Her long white fingers down the shadowy brook,
That sings her song, half waking, half in dream."

[સંગીત મૂક તણી મૂર્તિ નભે સુહાતી,
ચંદા! તું ઓ! મુજ સખી મૃદુ ગાન ગાતી!

ના થાય એ શ્રવણગોચર ગાન તો એ,
એ ગાન હું અનુભવું ઉરમાંહિં મોહે.
સંગીત સાચું ઉરમાં જનમ્યાની સાથે
જો! બાલગાન થતું ગોચર કાંઈ સાચે.
ને જો! સુણો! મધુર ગાન રહ્યું સમીપ!
શ્રદ્ધાબળે ધ્વનિતણા રચિયા સુદીપ;
છાયાનિબદ્ધ ઝરણો નિજ અંગુલીઓ
ચંદા નચાવતી જહિં શુભ પાતળીઓ,
ત્ય્હાં રેખ જો! રજત ચંચલની લસંતી
દેખાડતી જ મુજને સ્થળ એ હસંતી;
ત્ય્હાં કાંઈ જાગતું અને કંઈ સ્વપ્ન માંહ્ય
ચંદાનું ગાન મૃદુ એ ઝરણું શું ગાય!]

મધુરનાદ અને દીપ્તિમય જ્યોત્સ્ના એ બંનેમાં સૌન્દર્યનું તત્ત્વ સમાન છે; તેથી કવિ એ બંને સૌન્દર્યસ્વરૂપને પરસ્પર રૂપાન્તર યોગ્ય ગણેછે; ચંદામાં મૂક સંગીત, સાંભળ્યા વિના, અનુભવેછે, અને ત્હેનું નિદાન કવિહૃદયમાં વશેલા સંગીત–સૌન્દર્ય ગ્રાહક રસવૃત્તિ–અને બાહ્યસ્થિત ગાનસૌન્દર્યના સંબન્ધમાં જુવેછે. કવિ આટલેથી અટકતો નથી; ચંદાનું મૂક સંગીત એ જ ચંદાના કરસ્પર્શથી ચમકતા, વ્હેતા રૂપા જેવા, ઝરણાના કલરવમાં રૂપાન્તર પામતું જોઈ બંને સૌન્દર્યસ્વરૂપોનો અભેદ સાધેછે.

શ્રવણ ગોચર ગીતડાં
મધુરતા રેડી રહે,
અધિક મધુરાં લાગતાં
અણસાંભળ્યાં સંગીત તે.*

---

* Heard melodies are sweet,
But those unheard are sweeter.
( વિવર્તલીલા ૬ જુવો ).

આ સુન્દર રસદર્શનથી એક ક્રમ આગળ વધીને આપણું આ કાવ્યમાંનું રસદર્શન અણુસાંભળ્યા સંગીતને સૌન્દર્યના રૂપાન્તરમાં સાંભળી સકાતું બનાવેછે. આ અપૂર્વ સૌન્દર્યવાળા મૂળ કાવ્યની ભાષાન્તરમાં ખૂબી ઊતારાતી નથી; અને ભાષાન્તરકાવ્યમાંથી ગદ્યવિવરણમાં એ ખૂબી વળી ક્ષીણ થાયછે. છતાં સમઝવાને તથા સમઝાવવાને આ માર્ગ જ ઉઘાડો છે.

શબ્દ અને રૂપ (શ્રવણનો વિષય અને દર્શનનો વિષય) એ બે વચ્ચે સૌન્દર્યસંબન્ધથી સધાતી એકતા કવિતાસાહિત્યમાં અન્યત્ર નજરે પડે છે; એક બે ઉદાહરણ જોઈશું ?

" And I know not if ever in this such gift be allowed to man,
That out of three sounds he frame, not a fourth sound, but a star."
(" Abt Voglar " by Browning.)

* [ કલા મધુર નાદની પ્રગટતી રૂડી શક્તિ જે,
અનન્ય પ્રભુદાન એ મનુજને મળ્યું ના બીજે ;
સ્વરત્રય લઈ રચે–સ્વર ચતુર્થ એ ના કદી,
પરન્તુ ત્રણ એ સ્વરો લઈ ઘડે જ તારાકણી. ]

અહિં સંગીતના સ્વરના સંમેલન વડે ઘડાતા ચમત્કારને નાદસ્વરૂપમાંથી તારાકણીના દર્શનેન્દ્રિયગમ્ય રૂપમાં સંક્રમણ કરાવનારી કવિની પ્રતિભાશક્તિની સૂક્ષ્મ ખૂબી અપૂર્વ છે.

બીજું એક ઉદાહરણ;

" અન્તરિક્ષ તરી ચમકતા મધુર ગાનસુર એહ,
ગગનાઙ્ગણ રમતા તારકસમ દિવ્ય ધરંતા દેહ

* विवर्तलीला–४

વિલસતા મુજ નયનતણી સમીપ
નિરખિયા એ ઊજળા અમીદીપ."
("હૃદયવીણા"–અર્પણ કાવ્ય, પૃ. ૯–૧૦)

અહિ ગાનના સ્વરનાં અંતરિક્ષમાં તરતાં મૂર્તરૂપ કલ્પનાસૃષ્ટિમાં પ્રગટ થઈ, તે દ્વારા ગગનમાં ફરતા તારાસમાન કહી, હેને અમૃતના દીપ કહી, શબ્દ અને રૂપના સ્વરૂપનો વિનિમય કવિની સૃષ્ટિમાં શક્ય થતો આપણે જોઇયે છિયે.

એ જ અર્પણકાવ્યમાંની વળી નીચેની કલ્પના આ પ્રકારની જ છે:

"તૂટી પડતો જળધોધ મહાન,
ગજવતો અવિરત ઉર્જ્વળ ગાન,
નચવતો અણગણ જળકણ જ્યાંહિં,
પરોવા રવિ નિજ અંગુલિ ત્યાંહિ,
તરંતાં મૂકે ગૂંથી અનેક
ઇન્દ્રધનુ રંગરસીલાં છેક;
હેવા રંગે રંગિયા, નાચે જળકણ જેમ
અનુપમ મંજુલ તુજ ગાન તણા સ્વર ચમકંતા તેમ;
કેમ કરી વર્ણ્યો એ તે જાય?
હૃદયપટ એ રંગે રંગાય—બન્ધુ હો!"

અહિ ગાનસ્વરને ઇન્દ્રધનુષ્યના રંગથી રંગાયેલા જળકણની ઉપમા આપીછે, તે ઉપમા નથી, માત્ર આકાર ઉપમાનો છે; વસ્તુતઃ ગાનસ્વરને રંગીન જળકણના રૂપમાં પરિણામ પામેલા, અને રંગીન તેજમાં ચમકતા મૂર્તરૂપ બનાવ્યાછે.

***

એક જ બીજું ઉદાહરણ:

ધુમસરજમાં ઝાંખો ઢાંકયો ગભીર મહોદધિ,
વિષમ સુરનાં ગાનો ગૂઢાં ગજાવી રહ્યો અહિં;

રજનિતિમિરે આછા વેર્યા અલૌકિક તારલા,
જલધિજલમાં પેશી ઊંડા યથેચ્છ રમી રહ્યા.
ઉદધિસુરનાં આછાં બિમ્બો બની નભતારલા,
ધ્વનિત કરતા એ ગાનોને શું વ્યોમગુહા વિશે !
ઉદધિ નભને ભેળાં ગૂંથે અલૌકિક શાન્તિ આ
જહિં શમી જતાં ગાનો સર્વે કરી ધ્વનિ કારમા.

("ગોવર્ધનભાઈ", નૂપુર ઝંકાર, પૃ. ૯૩)

અહિં તારા તે સાગરનાં ગાનસ્વરનાં પ્રતિબિમ્બ કહીને દર્શનેન્દ્રિયથી ગમ્ય સ્વરૂપ ગાનસ્વરનું બતાવ્યુંછે. અને એ જ તારા વ્યોમગુહામાં એ ગાનસ્વરનો પ્રતિધ્વનિ આપેછે એમ કલ્પના કરીને તારાને શ્રવણેન્દ્રિયથી ગમ્ય વ્યાપાર અર્પ્યોછે. સાગરમાં તારાનાં પ્રતિબિમ્બો પડ્યાં (જલધિજલમાં પેશી ઊંડા યથેચ્છ રમી રહ્યા); આમ આકાશમાં વશેલી સૌન્દર્યમૂર્તિ સાગરમાં સંક્રાન્ત થાયછે, તો ત્હેના વિનિમયમાં જ જાણે સાગરમાં રહેલાં સૌન્દર્ય સ્વરૂપો, અર્થાત્ હેના ગાનસ્વર, વ્યોમમાં તારાગણના રૂપમાં પ્રગટ થઈ પ્રતિધ્વનિ દેતા, વ્યોમમાં સંક્રાન્ત થાયછે. આમ અન્યોન્ય વિનિમય વડે એકાકારતા સધાયછે, અને શાન્તિની સમગ્ર વ્યાપક ગૂંથણી ગૂંથાઈ એક વિશાળ ગમ્ભીર શાન્તિસિન્ધુની છાપ ચિન્તનપરાયણ હૃદય ઉપર સ્થપાયછે. શાન્તિ તે કાંઈ નકારાત્મક નિશ્ચેષ્ટતા નથી; અસ્તિત્વરૂપ, ગૂઢ મૂર્ત ચિહ્નો (symbols) બનેલા પદાર્થોનો સમવાય છે. અને તેથી જ તારાગણ અને સાગરગાનના સૂર બિમ્બપ્રતિબિમ્બ સમ્બન્ધની ગૂંથણીમાં આવી શાન્તિનાં અંગ બન્યાછે.

*

આ બધાં ઉદાહરણોમાંનાં કવિત્વદર્શનોને શુષ્ક તર્ક (conceits) કહીને કેટલાકો હસી કાઢવાને તૈયાર થશે. પરન્તુ ઉપર કરેલી ચર્ચામાં એ દર્શનોના રસપૃથક્કરણથી જણાશે કે એ આરોપ ખોટો છે. એ

આરોપ મૂકનારા એ કાવ્યોનું રહસ્ય ભૂલી જતા હશે, અથવા શુષ્ક તર્ક તે શું તે વાત વીસરી જતા હશે.

શુષ્ક તર્ક તો માત્ર અતિતર્ક હોઈ, હેમાં રસતત્ત્વનો ભાવો તદ્દન લુપ્ત હોવાથી શુષ્ક હોયછે. સત્યતત્ત્વ વિનાનું પોકળ ખોખું એ શુષ્ક-તર્કનું સ્વરૂપ. હેવા શુષ્કતર્કોના દાખલા કાઉલી વગેરે metaphysical poets કહેવાતા તે કવિયોની રચનામાં જોવામાં આવેછે. ગમ્ભીર સત્યતત્ત્વ કવિત્વના રસિક સંસ્કારમાં બોળાયલું, એ રસ અણુઅણુમાં પેશી જઈને આર્દ્ર બનેલું, ઉપસ્થિત કરનારી કવિત્વસૃષ્ટિને શુષ્કતર્ક કહીને અન્યાય જ અપાશે. શુષ્કતર્કનાં એક બે ઉદાહરણો આપ્યાથી કાંઈક સમઝાશે:

"કર્તા અદષ્ટક્રિય કૉણ ગણે જ કર્તા ?
સંસાર આપણ તણી ખરી તું જ કર્તા,
ના ?–લે હું યે મુકું પછી ઉપમાવલી એ,
જો જાય એ ઊંડી ભળે પહિ વાદળીએ.
આ પ્રેમકાવ્યસુરને ય મુકું છ વ્હેતા,
જાઓ ખીલો નવનવી ઉરવાદળીએ.
ને જો ! સુનો વચન અન્તિમ તાત કેરાં,
જાણે જગે શિશુચરિત્ર વડાઈ શેમાં ?
એવા ગુણો પ્રગટજો જન જેથી શંકી
બાંધી સુનિશ્ચય વદે વચનો ઉમંગી,
ના, આ ન, આ નહિ કદાપિ પિતૃવ્ય રેખા,
જો આ ઓપી રહી મૃદુલ શીળી નરી ઇન્દુલેખા."

(બ. ક. ઠાકોરકૃત "ભણકાર" પૃષ્ઠ ૨૧–૨૨)

આ બહુભાગે અવિશદ અર્થવાળા કાવ્યનું વિવરણ કરીને અર્થા-ન્વેષણ કરવામાં શ્રમ નહિ ગુમાવિયે; ભલે પછી વ્યઙ્ગ્યનાં સૂચનોની

અર્ધસ્ફુટતામાં જ લાલિત્ય રહ્યુંછે કે હેવા આભાસવાળા બચાવ વડે એ અવિશદતાનો ઢાંકપીછોડો કરાતો હોય. આપણે તો શુષ્ક તર્કનું જ દર્શન કરીશું.

"પ્રેમકાવ્યના સૂર"ને "નવનવી ઉરવાદળી"માં ખીલવાની આશિષ અહિ છે, ત્હેમાં વાદળીમાં સૂર ખીલે એ કલ્પના શુષ્ક તર્કરૂપ સ્પષ્ટ છે; એટલું જ નહિં, પણ અગમ્ય અર્થ હોઈ એ તર્કનો પાયો જ અદૃશ્ય રૂહેછે. એક બચાવ સંભવે: સૂર્યનાં કિરણો વાદળિયોમાં સુન્દર તેજરંગ પૂરે, તે કાવ્યસૂર નવનવાં ઉરમાં વિલસે ત્હેનું જ રૂપાન્તર; એટલું જ નહિં, પણ વસ્તુતઃ વાદળીઓ (નવનવાં ઉર) ને દીપાવનાર સૂર્યનાં કિરણ નથી, પણ ઇન્દુલેખા જ છે, એમ દર્શન કરાવાયછે. અહિં, ઉપરનાં કાવ્યોમાં શબ્દધ્વનિ અને ચન્દ્રકિરણ કે તારાની દીપ્તિ સાથે રૂપાન્તર કરીને અભેદદર્શન છે, ત્હેવું આ પણ છે. આમ બચાવ વખતે રજુ કરાય. છતાં સૂર્યકિરણ નહિ પણ ઇન્દુલેખા એ વચનમાં, કવિ અને કવિની પ્રિયાને પક્ષે તો, તથ્યસ્થિતિ આવતી નથી; તેમ જ કાવ્ય-સૂર ઉરવાદળીએ ખીલે ત્હેનું ઉપમાનયુગ્મ સૂર્યકિરણ અને વાદળી સ્પષ્ટ રીતે જોડાયું નથી. ઇત્યાદિ કઢંગી સ્થિતિ શુષ્ક તર્કના દૂષણને મદદ કરેછે.

વળી, એ સૂરનો તાત, એટલે સ્રષ્ટા, કવિ પોતે, ઇચ્છા દર્શાવેછે કે,–

ત્હમારામાં ત્હમારા *પિતાની રેખા પ્રગટ નથી, પરન્તુ ઇન્દુલેખા-રૂપી માતાની (પક્ષે, કવિતા, કાવ્યનાયકની પ્રિયાની) રેખાઓ જ સ્પષ્ટ છે, એમ જનો ઉમંગે વદે. રવિ તે પિતા, ઇન્દુલેખા તે માતા, ત્હેનાં ઉપમેય કવિ કે કાવ્યનાયક અને ત્હેની પ્રિયા, પિતાની સૃષ્ટિ કાવ્યના સૂર (અર્થાત્ કાવ્યોના શબ્દો) ત્હેમાં માતાના ગુણ જ પ્રગટ થાય,

* 'પિતૃવ્ય' શબ્દ રા. બ. ક. ઠાકોરે 'પિતાનું' એ અર્થમા વાપર્યો જણાયછે; બાકી 'પિતૃવ્ય'નો અર્થ તો 'કાકો' એમ જ જાણ્યોછે. બીજો અર્થ અહિં સંભવતો નથી. આમ કોશ જોડે છૂટ લેવાનો અધિકાર કવિની નિરંકુશતા ગણીને પણ ક્ષમ્ય તો ના થાય.

વગેરે કલ્પનાની પછાડી કાંઈ સંગીન સત્ય ગુપ્ત રહેલું પણ પકડાતું નથી. તેથી મ્હને તો એ શુષ્ક તર્ક જ લાગેછે.

આ શુષ્ક તર્કના પડછામાં એ જ 'ભણકાર'માંથી બીજું સુતર્કનું ઉદાહરણ જુઓ;

"સંયોગે જે વિરલ સુખનાં પાન આપી કીધેલાં,
દૈવી દુઃખો ઊતરી પડતાં સ્નેહ અંકે વસેલાં;
તારાઓ ને કંઈ ચળકતાં વાદળાં બે ય જેમ
સાથે જામે રજનિ નભમાં, આ બધા ચિત્ત તેમ."

અહિં સંયોગ દશામાં આપેલાં અને લીધેલાં સુખનાં પાન, અને સ્નેહના તેજથી રસાયેલાં દૈવી દુઃખો, એ બંને અનુભવોનાં સ્મરણ, તારા અને ચળકતાં વાદળાં રાત્રિના વ્યોમમાં જેમ, તેમ કાવ્ય નાયકના ચિત્તમાં સાથે જામેછે, એ કલ્પનાની ચારુતા, સાદી છતાં ચમત્કારવતી હોઈ શુષ્ક તર્કના દોષથી અસ્પૃષ્ટ જ રહેછે. સ્પષ્ટ રીતે એ કલ્પનાના ગર્ભમાં સુન્દર સત્ય, સાદા રૂપમાં પણ સુન્દર, સમાયેલુંછે.



અજરા કાંઈ જરી એ ન જાય,

ભાઈ વીરા! અજરા૦

ધીરે ધીરે પીઓ સાધુ! અજરા૦

તન ઘોડો મન એ સવાર,

ભાઈ વીરા! તન ઘોડો૦

ધીરે ધીરે ચઢો સાધુ! અજરા૦

આ કોઇ એક આખા ગીતનો ખંડ છે. એક યુવતી કનેથી સારંગ રાગમાં સુન્દર રીતે ગવાતો સાંભળ્યો, ને મ્હેં ઊતારી લીધો. આ ગીત-ખંડનો અર્થ? પ્રથમ દર્શને એ સુગમ નથી લાગતો. સુગમ થવા માટે એક બીના કહું: રાધનપુર તાબાસાં શમી નામનું ગામ છે, ત્હાં મ્હારા પિતા સાથે કુટુમ્બમંડળ મુસાફરીના માર્ગમાં મુકામ કરીને રહેલાં હતાં. શમી ગામના શાળાના મ્હેતાજી મળવા આવ્યા. મ્હેતાજીની રીત પ્રમાણે કેટલીક ડાહી ડાહી વાતો હેમણે કરી; પછી મ્હારા એક મશિયાઈ ભાઈની ઓળખાણ કાઢી મ્હેતાજી બોલ્યા: "—ભાઈ નિશો જીરવનારા બહુ જબરા, હોં!" વડીલની સમક્ષ આ વાત! હમે બધા સંભ્રમથી મૌન ધારીને રહ્યા. આ બીનાને અને આ ગીતખંડને સમ્બન્ધ શો? બાદરાયણ સમ્બન્ધ જ: अस्माकं वदरी चक्रे युष्माकं वदरी गृहे*। અહિં

---

* એક મુસાફર કોઇ ગૃહસ્થને ઘેર આવ્યો. તદ્દન અજાણ્યો. પણ કહે; "હું આપનો અતિથિ છું; આપણે બે તો નિકટના સબન્ધી!" ગૃહસ્થ ગભરાયો. "શી રીતે સબન્ધી ભાઈ?" ઉત્તર મળ્યો; ત્હમારા ઘરના આંગણામાં બોરડીનું ઝાડ છે, મ્હારાં ગાડાનાં પઈડાં બોરડીના લાકડાનાં છે. એ આપણો બાદરાયણ–બદરીનો, બોરડીનો સંબન્ધ. આ કથા જાણ્યા પછી ઉપરનો શ્લોક પૂરો સમઝાશે.

"નિશો જીરવવો" એ 'બદરી'ને સ્થાને ગણી લ્યો. હવે ગીતખંડના અર્થની કૂંચી જડશે. સાધુઓને પીવાનો માદક પદાર્થ અહિં કિયો ? ધ્વનિ કહેછેઃ પ્રેમ, પ્રભુ પ્રત્યેનો પ્રેમ. એ માદક પ્રેમ જીરવવો સ્હેલો નથી; 'અજરા' એટલે જીરવવો કઠણ; એ સહજ જરી જાય નહિં; તેથી ધીરે ધીરે, મિતત્વથી, પીવાની પ્રાર્થના આ ગીતમાં સાધુમંડળને કરીછે. તે જ રીતે તન ઘોડા ઉપર મન સવારી કરવા જતે ઉતાવળ કરે, ઇચ્છાબળનો દુરુપયોગ કરી દેહકષ્ટ કરે, હઠયોગ આદરે તો તેથી પણ, સંયમનો આશ્રય ના કર્યાથી, ધીરે ધીરે ચઢવાને બદલે છલાંગ જોરથી મારીને ચઢવા જતે પતનભય દર્શાવ્યોછે.

ભક્તિપ્રેમને પણ સંયમની આવશ્યકતા કોઇને અનિષ્ટ લાગશે. પરંતુ જરાક આસપાસ જુવો. કેશવચન્દ્ર સેન જેવા ભક્તની સંયમની લગામ વિનાની ભક્તિ અને મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરની ગમ્ભીર અને સંયમશાલિની ભક્તિ એ બે વચ્ચેનો ફરક જુવો. બાબુ પ્રતાપચન્દ્ર મઝુમદાર—કેશવચન્દ્ર સેનના પરમ મિત્ર અને આમરણાન્ત વળગી રહેલા મિત્ર—કેશવ બાબુની ઘેલછાનો બચાવ એકવાર કરતા હતાઃ "માણસને ભક્તિની, વૈરાગ્યની, પ્રેમની, પરાકાષ્ઠા પ્રગટ થાયછે, ત્યહારે નાચવું, કૂદવું, શરીરે ભસ્મ લગાડવી, ઇત્યાદિ રૂપમાં એ ઉદ્રેકનો આવિર્ભાવ થાયછે." આ આભાસરૂપ બચાવનો ઉત્તરઃ "અજરા કાંઈ જરી એ ન જાય, ભાઈ વીરા ! ધીરે ધીરે પીઓ સાધુ !" કેશવથી પ્રેમનો—ભક્તિપ્રેમનો—નિશો જીરવી ના સકાયો એ ઇતિહાસ સુવિદિતછે.

***

પ્રેમ, ભક્તિ, જેવા વિષયમાં સંયમની ઇષ્ટતા છે, તેટલી જ ઇષ્ટતા હૃદયના અન્ય અનુભવોને અંગે પણ છે. સુખમાં તેમ જ દુઃખમાં સંયમની સમતોલતા હોય તે ચિત્ર આકર્ષક બનેછે. અન્ય ચિત્રથી કાંઈક ઘૃણા ઊપજેછે. માબાપને પોતાનાં બાળક વ્હાલાં લાગે જ; અને પ્રેમથી કાલું કાલું બોલીને રમાડે પણ ખરા જ; પરંતુ હેમાં પણ

સંયમની મર્યાદા ઓળંગાય, અને તે પણ પરાયા માણસોની સમક્ષ, ત્ય્હારે એ દેખાવમાં સૌન્દર્ય તો નથી જ આવતું. દુઃખમાં પણ ઉત્કટ રુદન, કકળાટ, અમુક હદ સુધી નભે, પરંતુ ત્હેની પેલી પાર સંયમનો બંધ તૂટે ત્ય્હારે, કરુણ રસ બદલાઇને હાસ્ય રસ નહિ તો જુગુપ્સા જે'નો સ્થાયીભાવ છે તે બીભત્સ રસ જ પ્રગટે.

***

કરુણ પ્રસંગમાં સંયમની સાધનાથી ગૌરવનું અનુપમ સૌન્દર્ય પ્રગટે-છે. अनिर्भिन्नोगभीरत्वादन्तर्गूढघनव्यथः । पुटपाकप्रतीकाशो रामस्य करुणो रसः ॥

ગમ્ભીરતા ન છાંડ્યાથી, અંતર્ગૂઢ ઘન વ્યથા,
પુટપાકસમો નિત્યે, રામનો કરુણારસ;

એ ચિત્ર આપણને રામના હૃદય તરફ–એ હૃદયની ઉન્નત સુઘડતા તરફ–કેટલી માનવૃત્તિ ઉત્પન્ન કરેછે ! રામને તો

"આંસુડાં મુજ ઉરમાં ઝરી ઉરમાં શમે"
એ અશ્રુસંયમ પણ શોભા આપનારો હતો;

પરંતુ એ રામચન્દ્રનો સંયમ પણ અપવાદરૂપ પ્રસંગમાં તૂટ્યો હતો. કવિ હેનો ખુલાસો આપેછેઃ રામને ઉન્મુક્ત કંઠે રુદન કરતા જોઈને સીતાને રામ અન્યરૂપ લાગ્યા, એટલે તમસા કહેછેઃ દુઃખી જનોએ દુઃખનું શમન કરવું જ પડે:

पूरोत्पीडे तडागस्य परीवाहः प्रतिक्रिया ।
शोकक्षोभे च हृदयं प्रलापैरेव धार्यते ॥

"પૂરથી સર રૂંધાતાં, વાહ એહ ઉપાય છે;
શોકથી ક્ષુબ્ધ હૈયાને, વિલાપો ટેકવી રહે."

અશ્રુસંયમનાં પરિણામ ઉભયરૂપનાં સંભવે,–શુભ અને અશુભ. શાન્તિ, ગમ્ભીરતા, સાથે પ્રસન્નતા ઉત્પન્ન થાય તે શુભ પરિણામ; સંક્ષોભ, અસહિષ્ણુતા, સાથે હૃદયધ્વંસ થાય તો અશુભ પરિણામ. ભવભૂતિ

કવિને આ ઉપર્યુક્ત પ્રસંગ જ લેવો ગમ્યો, તેથી પરીવાહ: પ્રતિક્રિયા એમ ઘટિત ગણ્યું.

* * *

સંયમ–અશ્રુસંયમ–ઇષ્ટ? કે પરીવાહ ઇષ્ટ? કોણ ઉત્તર આપી સકશે? સર્વ પ્રસંગોનો વ્યાપક રૂપે સંગ્રહ કરનારો નિયમ તો ના જ બંધાય. પાત્ર, પ્રસંગ, ફલસંભવ, એ ત્રણ મુખ્ય અંગો ગણનામાં લઈને "સંયમ કે પરીવાહ?" એ પ્રશ્નનો નિર્ણય કરાય.

અશ્રુસંયમ કરતાં પણ વધારે વિષમ, વધારે દુઃસાધ્ય એક જીવન-કલાનો જાદુ ત્હમે જાણ્યોછે? અશ્રુબિન્દુઓને નયનદ્વારની બ્હાર જતાં રોકી, હૃદયના ઉત્પત્તિસ્થાનમાં ઊતારી દેવા છતાં ઉર ઉપર ભાર ના થવા દેવો, તે ઉપરાંત એ અશ્રુબિન્દુઓને ઉરમાંથી ઊંચે ચઢાવીને મુખ ઉપર, અધર ઉપર, સ્મિત લહરીનું રૂપાન્તર આપવું;—એ જાદુ. સંયમ-બળથી એ જાદુ સધાય ખરો. પણ સંયમ શિવાય બીજાં બળોની પણ આવશ્યકતા એ જાદુ સાધવા માટે ખરી ખરી. આ જીવનની પાર રહેલા અમર સત્યોના સૌન્દર્યના દર્શનથી પ્રાપ્ત કરેલો આનન્દ તે એ અન્ય બળોમાં મુખ્ય છે. અશ્રુને ઉત્પન્ન કરનારા પ્રસંગના મહત્ત્વની યોગ્ય ગણના, અથવા તો ખરું જોતાં હેને અયોગ્ય મહત્ત્વ ના આપ-વાની શક્તિ, એ પણ બીજાં ગૌણ બળોમાં આવશે. એ સિદ્ધિ થાય પછી—

"વડવાનળ ઊંડો ધરી સિન્ધુલહરી હસવવી હાય!
વિષમ તપ એ તપવાનું!"

એ નબળાઈ દર્શાવનારો ઉદ્ગાર કાઢવો ના પડવાનો.

* * *

અશ્રુસંયમને ઉપહાસદશામાં લાવનારા પ્રકારોને આપણી તત્ત્વ-નિરીક્ષામાંથી બાતલ જ રાખીશું. નાહિ તો તો પછી, એક શંકરભટ્ટ નામના વૈદિક અવલોકેલા દર્શનનો સંગ્રહ કરવો પડે; અમદાવાદમાં રામભટ્ટજી નામના અગ્નિહોત્રી વૈદિક હતા. હેમને ઘેર આ શંકરભટ્ટ રહેવા

મ્હારા બાલ્યકાળમાં એ શંકરભટ્ટ મ્હને કેટલાક સંસ્કૃત શ્લોકના પાઠ કરાવવાને આવતા. શંકરભટ્ટ દ્રાવિડ હતા. મુખાકૃતિ ભયંકર, અને વર્ણ શ્યાહીકાળો—હેવા એ હતા; એક કાળો બિલાડો હમારા ઘરમાં જમતી વખતે આવતો ત્હેનું નામ હમે 'શંકરભટ્ટ' પાડ્યું હતું. એ હેમને હમે અન્યાય આપતા હતા. અસ્તુ. એ કહેતા; "ત્હમારા અમદાવાદના વાણિયા કે'વા વિચિત્ર છે! કોઇ મરી જાય ત્હેના શબની પાછળ જતે જતે "ઓ મ્હારા કાકા રે!" "ઓ મ્હારા ભાઈ રે" એમ રોતા જાય અને વળી વચમાં બજારમાં કાછિયાની દુકાન આગળથી જતે 'રીંગણાં કેમ કર્યાં?' 'નહિયું કેમ કર્યું?'—'ઓ મ્હારા કાકા રે!' 'ઓ મ્હારા ભાઇરે!' ચલાવે." આ અશ્રુસંયમ આપણી ચર્ચાનો વિષય નથી.

શોક ઉપરાંત ઇતર ભાવોને પ્રસંગે પણ સંયમની પ્રવૃત્તિ ઇષ્ટ છે. ઉદાહરણ તરીકે ક્રોધનો ભાવ. ક્રોધને સંયમનો અંકુશ ના હોય, તો ક્રોધ ખરેખરો શત્રુરૂપ થાયછે. અન્યને નહિ, પણ આપણને જ બાળેછે. કાંઈક આ કારણથી જ મ્હારા બે પારસી સહાધ્યાયીઓ વચ્ચે મ્હેં એકવાર વાગ્યુદ્ધ દીઠું ત્હેમાં ક્રોધ ઉપર અજબ કાબૂ રાખેલો દીઠો. એક કહે: "ત્હમે ચક્રમ્ છો!" બીજો કહેઃ "ત્હમે બેવકૂફ છો!" વળી પેલોઃ "ત્હમે સ્ટુપિડ છો!"; વળી બીજોઃ "ત્હમે જંગલી છો!"—એમ પરસ્પર ગાલીપ્રદાનમાં ક્રોધ પ્રગટ થતો રોકનારું માનાર્થે બહુ વચન વપરાતું હતુંઃ—આ પ્રકારના ક્રોધસંયમની ભલામણ હું નથી કરતો.

* * *

આ બધું તો ઠીક. ખરો સંયમ તો ગુણરૂપ જણાતા વિષયોને અંગે જ આવશ્યક, ઇષ્ટ, તેમ જ વિષમ છે. સુખમાં, આનન્દમાં સંયમ કઠણ. એક મુંબાઈના શેઠિયાને ઘેર વાઇસરૉયની પધરામણી થવાની હતી, તે વાતથી આનન્દની ઘેલછામાં, બંગલામાં અને વાડીમાં તૈયારીઓ કરાવતા જાય અને શેઠિયા બોલતા જાયઃ "—ભાઈ! આ તે કાંઈ વાત મનાય? વાઇસરૉય મ્હારે ઘેર આવનાર છે!"

સમુદ્ર કિનારાના એક શાન્ત ગામડામાં હું સકુટુમ્બ મુકામ કરીને મુસાફરી બંગલામાં રહ્યો હતો. ગ્રીષ્મ ઋતુને હાંકી કાઢનાર વર્ષાનું પ્રથમ ઠંડક આપતું ઝાપટું પડ્યું, અને મ્હારો સાત વર્ષનો બાળક આનન્દમાં નાચતો કૂદતો ઓટલેથી અંદર અને અંદરથી ઓટલે ફરવા લાગ્યો; હમે હેને ટોક્યો અને રોક્યો, એટલે દોડવાનું બંધ કરી, લાંગી ફલંગો વડે ફરવા લાગ્યો; આનન્દને સંયમમાં પૂર્યો.

આ તો સ્હેજસાજ વાતો હતી, પણ ભક્તિપ્રેમના આનન્દમાં સંયમ રાખવો ખાસ કઠણ છે. સૂફીવાદની ઘેલછાઓ તે ખરો સૂફીવાદ નથી, તે સમઝનારાઓને તરત જ લાગશે કે એ પ્રકારની ઘેલછા તે અનર્ગલતા.

"હમે ત્યહાં નાચતા નાગા, હમારા રાહ ન્યારા છે."

"ભેગાં મળ્યાં દશવીશ સૌ એક,
વસ્ત્ર ચઢાવ્યાં શીશ,
વસ્ત્ર ધરેલાં તે જ નાગાં,
નાગાં સર્વ અધીશ !"

એમ ઉદ્દગાર કાઢનારી કવિતામાં રૂપકદ્વારા પ્રેમની ઉત્કટતા ભલે દર્શાવાતી હોય; સંયમનો ભંગ સ્પષ્ટ જ છે.

પ્રેમમાં સંયમ—ભક્તિપ્રેમમાં સંયમ—કઠણ છે. માટે જ,

"પ્રેમનો પ્યાલો પીજિયે જી,
કોણ પીતાં ધરાયું સખિ ! પ્રેમનો૦
પીવું પીવું ને પડી ઊઠીને પીવું,
પીતાં પરમ પદ પામિયે જી—કોણ૦ સખિ૦"

એ ઉદ્રેક—એ ઉન્મત્તતા—નો ઉતાર બતાવતાં સદ્ગુરુ કહેછેઃ

અજરા કાંઈ જરી એ ન જાય
ભાઈ વીરા !
ધીરે ધીરે પીઓ સાધુ !

પેલી યુવતીના અનુપમ માધુર્યભર્યા સારંગ રાગના ધ્વનિ હજી મ્હારા શ્રવણમાં ઝણઝણેછે; અને એ ગીતખંડમાં ઉપદેશેલા સત્યના ધ્વનિ મ્હારા અંતરાત્મામાં ઝણઝણેછે.

(૧૪)

એક આનન્દપૂજક ગૃહસ્થ કહેતો હતો: "આજ મ્હારી છે; કાલ્ય અજ્ઞાત છે." માટે હેણે પરિણામી સિદ્ધાન્ત સ્થાપ્યો–આજ સુખ માણ્યું તે આપણું, કાલ્યની આશાનું અવલમ્બન વ્યર્થ–અનિશ્ચિત છે. "આજનો લ્હાવો લીજિયે, કાલ્ય કોણે દીઠીછે?" આ ગીતપંક્તિમાં પણ એ પ્રકારનો જ 'બોધ' છે. વર્તમાનનો મહિમા આ રીતે વધારી દઈ ભૂત અને ભવિષ્યને ગૌણ બનાવનારી આ ફિલસુફીમાં સત્યતત્ત્વનું અંશદર્શન જ છે, સર્વાંશદર્શન નથી. એટલું જ નહિ, પણ "વર્તમાન=સુખ, આનન્દ" એ સમીકરણમાં પણ કાંઈક કલ્પિત સ્વીકાર જ અન્તર્ગત રહેછે. વર્તમાનમાં થતા અનુભવો હમેશાં સુખમય નથી હોતા, અને દુઃખમય હોયછે તો તે દુઃખ વસ્તુતઃ હોય તે કરતાં વિશેષ કંટકરૂપ થઈ દમેછે, તે વાતનું પણ વિસ્મરણ થાયછે. ભૂત, વર્તમાન અને ભાવી, એ ત્રણ જીવનભોગની સરખામણી અન્યદષ્ટિથી શું નહિં થઈ સકે?

***

ન્હાનાલાલ કવિના 'જયા અને જયન્ત' નામના નાટકમાં પ્રથમ અંકના છઠ્ઠા પ્રવેશમાં દેવર્ષિની જાદુઈ શક્તિને વશ થયેલા ત્રણે કાળ, ભૂત, વર્તમાન અને ભવિષ્ય, પ્રગટ થઈ પોતપોતાની કાર્યપ્રવૃત્તિ, લક્ષણ ઇત્યાદિ કહેછે. એ અદ્દ્ભુત દર્શનનું કલાની દષ્ટિયે સાર્થક્ય વખતે નહિં જણાય; પરંતુ

"સ્મરણ, પ્રવૃત્તિ અને આદર્શ,
ત્રણે કાલ સરજ્યાછે સરજનહારે
બ્રહ્માણ્ડની ઉન્નતિને અર્થે."

એ વચનમાં આખા અદ્ભુત દર્શનનું પ્રયોજન સબળ રીતે કવિયે સાચવ્યુંછે. આમ ત્રણ કાળનાં લક્ષણાદિક ભલે એ પ્રવેશમાં આલેખાયાં હો. આજ ત્રણ કાળનું દર્શન જુદી જ રીતે કરવાનું ધાર્યુંછું.

*

ભૂત, વર્તમાન અને ભાવી,—એ ત્રણમાં ઉત્તમ કિયો ? મ્હને તો ભૂત ઉત્તમ લાગેછે. ભાવી સુખદુઃખ અજ્ઞાતતાના ધુમ્મસના આવરણને લીધે અસત્ય પ્રમાણમાં વિશાળ, વક્ર અને પ્રમાણહીન સ્વરૂપ ધારણ કરેછે. એક ચિન્તકે કહ્યુંછેઃ greatest misfortunes are those that do not befall મ્હોટામાં મ્હોટી વિપત્તિ કેઇ ? જે પડે નહિં તે. કારણ સ્પષ્ટ છેઃ વિપત્તિ પડશે, પડશે, એ ભયથી જે દુઃખનો આવેગ પીડેછે, તે એ વિપત્તિ પડ્યા પછી નથી પીડતો; અને તે વિપત્તિ પડે જ નહિં, તો તો ભાવીદશામાં ભય વડે બંધાયેલી આકૃતિ તદ્દન માયારચના જ નીવડેછે.

સુખનું પણ સ્થાન ભાવીદશામાં હેવું જ છે. અજ્ઞાતતા અને ખોટી ખોટી આશા અનેકવાર ગંધર્વનગરી રચીને ઉભી કરેછે, અને એ સુખ તે દુઃખનું જ બીજું રૂપ થાયછે. શેખચલ્લીના મનોરથો જેટલા મનોરથદશામાં રમણીય, તેટલા જ, તેથી વિશેષ, ઘીનો ગાડવો પડીને ફૂટી જતાં, મનોરથના ગાડવાના ભંગને લીધે નિરાશામાં ન્હવડાવનારા નીવડવાના.

*

વર્તમાન અનુભવો પણ સત્યસ્વરૂપ ધારણ નથી કરતા. આપણાં અંગત દુઃખોને આપણે અયોગ્ય મહત્ત્વ આપિયે છિયે; બીજાનાં દુઃખો જોડે સરખાવવાનું પણ સૂઝતું નથી, અને સરખાવવાનું બનેછે તોપણ "મ્હારા જેવું દુઃખ કોઇને નથી પડ્યું" એમ જ વૃથા ભાસથી અયોગ્ય

મહત્ત્વનું કારમું સ્વરૂપ ઊભું કરિયે છિયે. છેક સાધારણ અનુભવો જ લ્યો. "બધું થજો, પણ ગૂમડું ના થશો; ગૂમડાનું દરદ તો અસહ્ય જ." એમ ગૂમડાથી પીડાતી વખતે આપણે કહીશું; તે લુપ્ત થતાં વળી આદાશીશીથી પીડાતાં આદાશીશીને પીડકશક્તિમાં પ્રથમ પદ આપીશું. વર્તમાન અનુભવની ભિનસત્યતા આથી પણ વધારે સામાન્ય પ્રકારના અનુભવમાં નજરે પડેછે; "ભાઇ! આ વખતની ટાઢ્ય તો ગજબ ! હાવી ટાઢ્ય કોઇ સાલ પડી ન્હોતી !" આમ કહીશું તે વખતે ગઈ સાલનાં ઉષ્ણતામાપક યંત્રનાં દફ્તરોની નોધને ભૂલી જ જવાશે.

* * *

ભૂતકાળમાંના બનાવો પરસ્પર પ્રમાણની ખરી યોગ્યતામાં ગોઠવાઈ જાયછે, અને સ્મરણના પડદા ઉપર ચીતરવાની સાથે એ પડદામાં રહેલી ગૂઢ શક્તિ સુન્દર અને સૌમ્ય રંગનું અર્પણ કરેછે. ભૂતકાળનાં દુઃખ પણ સુખરૂપ બનેછે.* આપણાં પ્રિયતમ સંતાનો, મિત્રો, વડીલો–સર્વ ભૂતકાળના કાલગ્રાસમાં સપડાયાં તે વખતે જે દુઃખ થયું હશે, તે કાલક્રમે દુઃખની ધાર ઘસાઈ જતાં, સ્મરણની દૂરબીન વડે જોતાં યોગ્ય પ્રમાણમાં પ્રત્યક્ષ થશે, અને તે સાથે જ જુદા પ્રકારનું ગૂઢ સુખ જ અનુભવાશે. બીજી રૂપકદૃષ્ટિયે જોઈ કહિયેઃ પાચનક્રિયાનો નિયમ આ પ્રસંગોમાં પ્રવર્તેછે; સુખદુઃખના આત્મપોષક અંશો ભૂતકાળના જીવનવ્યાપારમાં આપણને બળ આપેછે, અપોષક અંશોનો ત્યાગ થાયછે. આમ ભૂતકાળનાં દુઃખ પણ સુખરૂપ બનેછેઃ

"ક્ષેમે પછી દુઃખ તે સુખરૂપ બની જાશે, ભાઈ !"

* * *

---

* तयोर्यथाप्रार्थितमिन्द्रियार्थान् प्राप्तानि दुःखान्यपि दण्डकेषु ।
आसेदुषोः सद्मसु चित्रवत्सु संचिन्त्यमानानि सुखान्यभूवन् ॥

રઘુવંશ સર્ગઃ ૧૪ઃ શ્લોકઃ ૨૨૫

આ માનવહૃદયની વિલક્ષણતાના પરમ વિલાસે દયાવૃત્તિથી જ થાયછે. તેમ ના હોત તો દુઃખનો ભૂતકાળનો ભાર શાન્ત રહેવાથી માનવ હૃદય દબાઇ જ જાત. આ સ્થિતિનું નિદાન શોધવાનો પ્રયત્ન કરિયેઃ ભૂતકાળનાં દુઃખો પડેલાં તે કાળે આપણા વર્તમાન કાળની સ્વરૂપ-વ્યક્તિથી ભિન્ન જ વ્યક્તિએ ખમ્યાં હોય એમ આપણા મનમાં ગૂઢ, અલક્ષ્ય, ભાન ઉત્પન્ન થાયછે, તેથી એ દુઃખનો અનુભવ આપણો નથી, રંગભૂમિ ઉપર ભજવાતા નાટકમાંના કોઇ નટના છે એમ આપણે એ કરુણ રસનો અનુભવ કરિયે છિયે. એક ફિલસૂફીનું ક્રૂર વચન છે કે–માણસ પોતાના મિત્રોનાં દુઃખથી આનન્દ ભોગવેછે. આ વચનનો ક્રૂર અંશ તજી દઇયે, તેમાંનો સારભાગ લઇયેઃ તે એટલો જ કે જાતે દુઃખ ભોગવવું અને નિકટ મિત્રનું પણ દુઃખ જોવું એ બે અનુભવો કાંઇક ભિન્ન ભિન્ન જ છે. આ પ્રસંગમાં ભૂતકાળનું આપણું સ્વરૂપ તે આપણાથી ભિન્ન વ્યક્તિ તરીકે આપણને ભાસેછે, અને તેથી મિત્રનાં દુઃખોની પેઠે આપણાં ભૂતકાળનાં દુઃખો આપણે શાન્તિથી ખમી સકિયે છિયે, અને તેમાંથી સુખનો અનુભવ લઇ સકિયે છિયે. પરંતુ એ ભૂતકાળની વ્યક્તિ અને આપણી વર્તમાનકાળની વ્યક્તિ એ બે વચ્ચે સૂક્ષ્મ ભિન્નતા હોવાની સાથે એ બેને સંલગ્ન કરનારી સૂક્ષ્મ એકતા પણ છે; તેથી એ ભૂત દુઃખોના અનુભવ સાથે આપણે સમભાવ થઇ સકિયે છિયે. રસનિષ્પત્તિની અન્વેષક મીમાંસામાં ચિન્તકદૃષ્ટિએ ખરું જ કહ્યુંછે કે ममैवेते शत्रोरेवैते तटस्थस्यैवैते॥ "આ મ્હારા જ ( વિભાવાદિ અનુભવો ), આ શત્રુના જ, આ તટસ્થના જ, છે" એમ આપણી જાત સાથેનો સંબન્ધસ્વીકાર; તેમ જ न ममैवैते न शत्रो-रेवैते न तटस्थस्यैवैते " આ મ્હારા જ નહિ, શત્રુના જ નહિ, તટસ્થના જ નહિ," એમ આપણી જાત્ય સાથેના સંબન્ધનો પરિહાર (ત્યાગ, નિષેધ); એ બેમાંથી એક પણ નહિ હેવી સર્વસાધારણ અનુભવસ્થિતિ રસનિષ્પત્તિનું બીજ છે. હાવો જ કાંઇક પ્રકાર આપણા ભૂતકાળનાં દુઃખાદિકના અનુભવોને વિશે હોવાથી, નાટક જોવાથી જે અલૌકિક

આનન્દ થાયછે, ત્હેવો આનન્દ આપણા ભૂતકાળના અનુભવોનું દર્શન સ્મરણની રંગભૂમિ ઉપર થવાની સાથે અનુભવાયછે.

* * *

એ રસાનુભવને चर्व्यप्राणतैकप्राणः એ રસમીમાંસામાં અભિનવગુપ્તાચાર્યના સિદ્ધાન્તમાં કહ્યોછે, તે બહુ સૂચક છે. ભૂતકાળના અનુભવો વિશે તો એ બહુ જ અર્થગર્ભ થશે. ભૂતકાળનાં દુઃખોને આપણે વર્તમાનમાં રમાડિયે તે ચર્વણક્રિયા, રોમન્થક્રિયા વડે મળતા રસાસ્વાદ જેવો આસ્વાદ આપેછે.–દયામય ! મ્હને આ રોમન્થશક્તિ નિરન્તર આપજે. એ દુ:ખોનો સુખાનુભવ હું જ કરી સકીશ ! બીજાને બતાવી નહિં સકું;–કોઇ સહભાવસુભગ મિત્રનું હૃદય હશે તે એ આસ્વાદમાં ભાગ લે તો લે.

* * *

આ બધું વ્યર્થ કરનાર–ભૂતકાળનાં દુઃખોને જાદુ વડે સુખરૂપ બનાવવાની શક્તિને નિર્વીર્ય કરનાર–એક ભયસંભવ છેઃ ભૂતકાળનાં દુઃખનું સ્મરણ આપણા હૃદયના ઉપર અથારરૂપ બની ભારથી આપણને દાબી નાખે એ સંભવ. ભૂતકાળ એ ભૂત–ભૂતડું–થઈને આપણને દમે, હૃદયને દમે, એમ પણ બનવું શક્ય છે. તે ટાળવા માટે આપણી તુલનાશક્તિ, પરસ્પર પ્રમાણની પરીક્ષાશક્તિ, ઇત્યાદિ ગુણો કેળવવા પડવાના. નહિ તો તો વર્તમાનકાળનાં સુખનો આસ્વાદ કરતી વખતે પણ એ ભૂતડાની છાયા નિરન્તર નડવાની. ઘણી વાત ભિન્નભિન્ન માણસની સ્વભાવઘટના ઉપર આધાર રાખેછે. દુ:ખવાદ અને સુખવાદ ( Pessimism અને Optimism) એ બંનેના ભક્તોના અનુભવ જુદા જુદા આ રીતે જ બનેછે. દુ:ખવાદી સ્મરણશક્તિને રોગાવિષ્ટ બનાવશે, એ શક્તિની સાથે વિસ્મરણશક્તિને પણ કેળવવી જોઇયે તે સમજશે નહિ: સુખવાદી સ્મરણશક્તિને આનન્દના રસમાં ઝબોળશે, સુખવિરોધી

અંશો—ભૂતકાળના અનુભવના હશે—હેને વિસ્મરણશક્તિ વડે ભૂંસી નાંખશે એટલે—"દુઃખ તે સુખરૂપ બની જાશે, ભાઈ!"

***

ભૂતકાળને ભૂતડું બનાવનારની મનોદશા દયાજનક જ બનેછે; 'બનાવનાર' એ શબ્દ જાણી જોઈને જ, હેતુપુરઃસર જ, વાપરુંછું. ભૂતડાંનું અસ્તિત્વ વાસ્તવિક નથી, આપણા મનની બ્હાર નથી, આપણા મનમાં જ હેની ઉત્પત્તિ છે; subjective છે, objective નથી. ભગવદ્ગીતામાં સંશયભાવને अज्ञानसंभूत हृत्स्थ ( હૃદયમાં જ રહેલો ) કહ્યોછે તે જ સ્થિતિ બધાં ભૂતડાંની છે. માટે એ મનોદશાનું ચિત્ર એક ગદ્યકાવ્ય અર્થાત્ અર્ધકાવ્યમાં ઠીક બતાવ્યુંછે, તે અહિં ઉતારવાનું મન થાયછેઃ

"મ્હેં એક બગીચો બનાવવાનું કર્યુંઃ સુન્દર કુસુમો ઉછર્યાં, ખીલવ્યાં, ખીલ્યાં;—પણ, પણ, આ શું? આ શું જોઉંછું? કુસુમોના ક્યારા તૈયાર કરતો જાઉંછું, ત્હાં પાછળથી પ્રત્યેક ક્યારામાંથી સુગન્ધમય છોડ ઉખડી જાયછે, ત્હાં કંટકનાં ઝાડ ઉગી નીકળેછે! આ અડપલું કરનારો હાથ પ્રથમ તો અદૃશ્ય હતો; પણ વળી પાછા ફરીને જોઉંછું તો કોક ભૂતડું દેખુંછું. તે સાથે જ ભડકો થઈને ભૂતડું ઉડી જાયછે, આ જોઈને હું રોઉંછું—મ્હને કોણ હસાવશે?

"દયામય પિતાએ મ્હારો હાથ પકડ્યો; મ્હેં કુસુમ ઉગાડવા માંડ્યાં; પાછળ જોયું, કુસુમ કાયમનાં કાયમ રહ્યાં, હું હવે હસવા લાગ્યો."

***

આ અર્ધકાવ્યની ગુણપરીક્ષા આજ નહિં કરિયે. ત્હેમાં ધ્વનિત કરેલું એક તત્ત્વ જ જોઈશું. ભૂતકાળ ભયંકર બને તે ટાળવાને જોઈતો સુખવાદ એ સમર્થ સાધન, અને તે આપનારી પરમ પિતાની દયામય યોજનાનો લાભ લેનારા ભયમુક્ત રહેશે. આ તત્ત્વ. પરંતુ એથી પણ વધારે ઊંડું-ઊંડું તેમ જ ઊંચું—અને ઊંચું માટે વામન આત્માઓને

અપ્રાપ્ય-તત્ત્વ હજી એક છે; ભૂતકાળ સ્મરણનો વિષય, વર્તમાનકાળ પ્રવૃત્તિનો વિષય, અને પ્રવૃત્તિ એટલે એક જાય અને બીજું આવે એમ ચલપ્રવાહ, અને ભાવી તે આદર્શમૂર્તિ; અર્થાત્ તે પણ અસ્થિરઃ આમ ભૂત, વર્તમાન, અને ભાવી, એ ત્રણે સનાતન નહિં, નશ્વર. તો એ કાલનાં ત્રણે સ્વરૂપોને અવલંબીને રહેલાં સુખ દુઃખ પણ નશ્વર જ. પછી સ્મરણ અને આકાઙ્ક્ષાના અંકોડાઓ વડે ત્રણેની શૃઙ્ખલા બાંધીને નશ્વરતાનો નાશ કરવાનો ભાસ થાય એટલું જ. માટે ખરો આનન્દ તો એ જ કે જે આનન્દ ત્રિકાલાબાધ હોય, કાલાતીત હોય, અકાલ હોય. માટે જ दिक्कालाद्यनवच्छिन्नानन्द* चिन्मात्रमूर्ति ને જ્ઞાનીઓ ઉચ્ચતમ લક્ષ્ય તરીકે પૂજેછે. આ લક્ષ્ય હાથમાં પકડવા માટે આપણા વામન આત્માને ત્રિવિક્રમ બનાવીને એ સ્વર્ગરાજ્ય લેવાને સમર્થ કરવાનું બળ મેળવીને અવતારી પુરુષ થવું એ આપણી ઉચ્ચ આકાંક્ષા હોવી જોઇયે. આ ઉચ્ચતમ આદર્શ સાધવા જતાં પડી જવાય તો પણ સુખવાદનો આશ્રય લઈ બીજા દરજ્જાનો આનન્દ સાધવાનું તો દયાળુ પિતાએ મ્હોટા વર્ગને માટે શક્ય રાખ્યું જ છે.



* अनन्त नुं आनन्द (तनोद )–એ ફેરફાર મ્હારા પ્રયોજન માટે મ્હેં કર્યોછે.

આ નવ શી વસ્તુને આધારે જીવેછે ? અન્નાદિકથી જીવેછે ખરો; પણ તે જીવનાધાર જીવનના ક્ષુદ્ર અંશનો જ સ્પર્શ કરેછે. જીવનના ઉચ્ચ અંશ માટે ભાવનાના આધારની અપેક્ષા છે; અને ભાવનાનો જીવનમાં વણાટ કરવા માટે કોઇ પ્રકારનાં ચિહ્નો (symbols) ની અપેક્ષા છે, માનવના, પ્રજાના, જીવનમાંથી ભાવનાચિહ્નો ખશેડી લ્યો, તો પછી માત્ર અસ્તિત્વની ક્ષુદ્રતા જ શેષ રહેશે. સંસારના ભાર નીચે દબાયલા માનવને પ્રફુલ્લ ભાવે તરતો રાખનારું આત્મિક બળ ભાવનાચિહ્નો પૂરું પાડેછે. આ ચિહ્નોની સાચી કીમત કરી સકવા માટે એ ચિહ્નોથી વીંટાઇ રહીને, એ વાતાવરણમાં, એ ચિહ્નોની અસર આપણામાં પ્રવિષ્ટ થાય હેવી પરિસ્થિતિમાં આપણે રહેવું જોઇશે. એ વાતાવરણની, એ પરિસ્થિતિની, બ્હાર ઊભા રહીને આપણે તટસ્થ દ્રષ્ટા બનીને રહીશું, તો એ સર્વ ભાવનાચિહ્નોની ઘટના આપણને હાસ્યજનક લાગશે, અને ઝીણું સ્મિત ઉત્પન્ન કરશે.

***

એકવાર એક એકાન્ત ગામડામાં રોમન કૅથૉલિક ક્રિશ્ચનોના દેવળને અને દેવળના આંગણાને ધ્વજાપતાકા ઇત્યાદિ શોભાશણગારથી શણગારેલું દીઠું; ક્રિશ્ચનમંડળ ઉત્સાહભર્યું ભેગું થયું હતું. એ મંડળના ઉત્સાહથી મ્હારું હૃદય તદ્દન અસ્પૃષ્ટ હોઇ, હું તટસ્થ, બહિઃસ્થ–ભાવદૃષ્ટિયે તટસ્થ, બહિઃસ્થ–રહેલો આ તમાશાના હાસ્યપક્ષનું દર્શન કરીને

મનમાં હસ્યા કરતો હતો. આ દૃષ્ટિ સર્વ ભાવનાચિહ્નોનાં સ્વરૂપોને લાગૂ પડે એમ છે; વિવિધરૂપ ક્રિયાઓ, વરરાજાના વરઘોડા, નૃત્યગીતના ઉત્સવો; મનુષ્યના સંઘચારી જીવનમાં ઉત્પન્ન થયેલી સર્વ વિધિ–ક્રિયાઓ–ન્હાનીથી મ્હોટી સર્વવિધિક્રિયાઓ–આમ બે પક્ષથી જોઈ સકાશે;–અંતઃસ્થિત રહીને ઉત્સાહ સાથે, બહિઃસ્થિત રહીને સ્મિત સાથે.

***

એક પગલું આગળ વધિયે: આ અખિલ બ્રહ્માંડ તે કોઇક ભવ્ય ભાવનાનું મૂર્ત ચિહ્ન નહિ તો બીજું શું છે? પરમ ઈશ્વર ક્ષણભર આ ભવ્ય ખેલમાંથી બ્હાર, અળગો રહીને ઊભેલો આપણે કલ્પીશું, તો આ વિશાળ હાસ્યખેલની તરફ હસતો હસતો એ જુવેછે એમ કલ્પનાશક્તિ આપણી સમક્ષ ચિત્ર ખડું કરશે:

What is all this grand Procession?
This Universal Glad Expression?
[ ભવ્ય આ શી સંસૃતિ,
આનન્દ વ્યાપક વર્ષતી? ]

ઈ. સ. ૧૯૨૪ ના Times of Indiaના વાર્ષિક અંકમાં R. G. G. ના સુન્દર કાવ્યમાં વરરાજાના વરઘોડા વિશે કહેલું આ વચન હું ઉચ્ચતર વિનિયોગ કરીને આપણા બ્રહ્માણ્ડની સતત સંસૃતિની યાત્રાને–વરયાત્રાને–ઉદ્દેશીને વાપરુંછું. એ વરયાત્રામાં પરમ ઈશ્વરને જ વરરાજાને સ્થાને મૂકીશું તો બ્હાર ઊભો રહીને એ હસતો હશે તો તે હસતો બંધ રહેશે, પરંતુ હેને બ્હાર ઊભેલો જોઈશું, તો એ બ્રહ્માણ્ડ-ખેલની તરફ સ્મિતભરી, મીઠી સ્મિતભરી, દૃષ્ટિ નાંખતો દેખીશું.

***

આમ બંને પક્ષ કેમ સંભવે? એમ શંકા કરશો નહિ. ખુલાસો છે: હાસ્યરસનું બીજ શું છે? અન્યનો ક્રૂર ઉપહાસ કરવામાં એ રસની ઉત્પત્તિ નથી; પોતાની તરફ પણ હાસ્યનું શર સાધીને આનન્દથી એ

શર ફૂંકવાની શક્તિમાં એ રસનું ઊંડું મૂળ છે. આ 'વિવર્તલીલા'ની લેખમાળાના આરમ્ભના એક અંકમાં મ્હેં આ તત્ત્વ બતાવનારું ઉદાહરણ આપ્યુંછેઃ "કોઇ માણસ કઢંગી રીતે ધબ લઇને ભોંય પડે, આસપાસના જોનારા ખડખડ હસી પડે, તે હસવામાં પડનાર શામીલ થાય, અથવા બીજા ઉપર ક્રોધે ભરાય, એ બે પક્ષની તુલના" કરવાનું ત્હાં મ્હેં કહ્યુંછે. "પોતાને અમુક સ્થિતિની રમૂજની કદર કરવાનું સામર્થ્ય ખરેખરું હોય તો પોતે જ એ રમૂજનો વિષય બન્યા છતાં રમૂજ લઇ સકે." એમ મ્હેં હાસ્યરસનું નિદાન બતાવ્યુંછે. આ નિદાનપરીક્ષા થોડા દિવસ ઉપર Times of Indiaના એક અગ્ર લેખમાં ટૂંકામાં પણ સબળ શબ્દોમાં કરાઈ હતી.

"Laughter has been in the world from time immemorial, but not humour. The difference lies in the fact that ordinary laughter is aroused by the ridiculous outside of and around oneself. But *humour is the faculty of laughing at oneself*, and at the thing one loves and believes in. When humour laughs at external objects, it is because it sees itself reflected in them."

[અનાદિ કાળથી ઉપહાસવૃત્તિ જગતમાં પ્રવર્તેલીછે, પરંતુ હાસ્યરસનું તેમ નથી. બે વચ્ચે ભેદનું કારણ એ છે કે ઉપહાસવૃત્તિ આપણી બ્હાર અને આપણી આસપાસ રહેલા હાસ્યાસ્પદ વૃત્તાન્તોથી ઉત્પન્ન થાયછે; પરંતુ હાસ્યરસ એટલે તો પોતાની જાત્યને, અને પોતાનો પ્રેમ અને પોતાની શ્રદ્ધા જે વસ્તુમાં હોય ત્હેને હાસવિષય બનાવવાની શક્તિ. હાસ્યરસ બહિઃસ્થિત વસ્તુઓને હસતો દેખાયછે ત્હારે ખરું જોતાં એ પોતાનેજ હેમાં પ્રતિબિમ્બિત દેખેછે તેથી એ હસેછે.]

***

પરમ ઈશ્વર આ રીતે પોતાના બ્રહ્માણ્ડ ઉપર અને તે દ્વારા પોતાના ઉપર સસ્મિત દૃષ્ટિ નાંખતો હું જોઉછું, ત્હેનું નિદાન કાંઈક એ પ્રકારનું જ છે. પોતાને હાસ્યનો વિષય પોતે જ બનાવવાની શક્તિ એ પરમેશ્વરમાં છેઃ મ્હોટામાં મ્હોટો humourist—હાસ્યરસનો કલાકાર—પરમ ઈશ્વર જ છે. પણ પૂછશો કે આમ પરમ ઈશ્વર પોતાને બે જુદાં જુદાં સ્થાનમાં મૂકી શકે, એક સ્થાનમાં મૂકે અને બીજા સ્થાનમાંથી આત્મસ્વરૂપને જોઈ શકે એ કે'વો ચમત્કાર ! ત્હમારા 'ચમત્કાર' શબ્દમાં જ ઉત્તર આવી જાય એમ છે. પરંતુ અનુભવનું પ્રમાણ પણ ઉત્તરરૂપે આપુંઃ ત્હમને હેવો અનુભવ કદી થયો નથી ? મ્હને તો અનેકવાર થયોછે, કે હું જાણે એક સ્થળે ઊભોછું, બેઠોછું, અને તે જ ક્ષણે પોતાને અન્ય સ્થળે, અન્ય કૃતિ કરતો, દેખુંછું, અલબત્ત કલ્પનાબળે. ઉદાહરણ તરીકે, હું ઘરમાં ખુરશીમાં બેઠોછું, તે જ ક્ષણે મ્હારી કલ્પનાશક્તિ એક ચિત્ર ઊભું કરેછે, ત્હેમાં હું જાણે નદીકિનારે એક શિલા ઉપર સહચરી જોડે બેઠોછું અને વાતો કરુંછું'—આમ મૂર્તિ પ્રત્યક્ષ થાયછે. અલ્પશક્તિ માનવનું બુદ્ધિબળ આટલું કરી શકે છે, તો સર્વશક્તિમાન્ પરમ ઈશ્વરને શું અસાધ્ય હોય ?

***

આ તો કલ્પનાબળ ઉપર આધાર રાખનારી વાત થઈ. માત્ર એટલું જ અહિં છે કે પોતે પોતાને ભિન્ન સ્થિતિમાં નિરખી શકે અને એ સ્થિતિનું રહસ્ય ગ્રહણ કરી શકે તો તટસ્થ દૃષ્ટિ કેળવાય; અને હાસ્યરસનું રસિકત્વ સાધવાનું પ્રથમ પગથિયું એ છે. વરઘોડાના સાજનમાં ડાહ્યા ડમકા બનીને, ગમ્ભીર મહત્ત્વનો ભાર મુખચર્યા ઉપર વહીને, ચાલતા શેઠિયાઓ; તાંસદીઓના તાંસાના નાદ જોડે સ્પર્ધા કરીને, એ નાદ ડૂબાડવાનો વ્યર્થ શ્રમ (ઘાંટો બેસાડવાનું પરિણામ થાય તેટલી રીતે સાર્થક શ્રમ) કરીને, "બજાઓ ! બજાઓ !" "આગળ ચાલો, આગળ ચાલો !" ઇત્યાદિ ઉત્સાહપૂર્ણ બરાડા પાડતા

વરઘોડાના નિયુક્ત અધિકારીઓ અને સ્વનિયુક્ત કારભારીઓ; દુપટ્ટા કમ્મરે બાંધીને છોડતા, ને છોડીને બાંધતા "વાણિયો વરઘોડે અને હોરો રોડે" એ કહેવતનું પૂર્વાર્ધ અન્વર્થક કરતા અમદાવાદના વાણિયા; ન્હેવાઇને ઘરથી પાછા આવેલા વરના સમ્બન્ધીઓ, ગાલે અને કપાળે કંકુના પીઅળથી તાબૂતના વાઘની શોભા ધારણ કરતા, ધોળાં અંગરખાં ઉપર છાતીએ અને વાંસે કંકુના થાપાની ચિત્રાવલી ધરતા, મ્હાલતા ચાલતા; એક સિપાઈ આગળ અને બે સિપાઈ પાછળ એ બે અધિકાર-ચિહ્ન વચ્ચે, ગૌરવનું ઘંટીનું પડ સાથે રાખીને ગમ્ભીર મુખચર્યા રાખીને ચાલતા મામલતદાર સાહેબો; ન્યાયાસન ઉપર બેશીને સાક્ષીને કે કેદીને કોર્ટનું અપમાન કરવાનાં ભયંકર પરિણામ બતાવીને, અથવા ગુન્હો કર્યો હોય તો કબૂલ કરી દેવાની શીખામણ દઈને, પ્રજાની શાન્તિ સાચવવાનો પોતાનો પ્રભાવ દર્શાવનારા માજિસ્ટ્રેટ સાહેબો; યુનિવર્સિટીની પરીક્ષામાં હાજર થયેલા ગભરાતા, કમ્પતા, વિદ્યાર્થીને મુખપરીક્ષા વખતે ગૂંચવી નાંખનારા પ્રશ્નો પૂછીને, એ અલૌકિક હિંસામાં આનન્દ માની ગમ્ભીર સ્મિત વડે પોતાનું ગૌરવ સાધતા પરીક્ષકો; હાવાં હાવાં ચિત્રો પ્રત્યક્ષ થતાં, વસ્તુસ્થિતિમાં અથવા સ્મરણ અને કલ્પનાબળે પ્રત્યક્ષીભૂત થતાં, આપણે ક્યહારે તટસ્થ હાસ્યરસનો અનુભવ કરી સકીશું? આપણે એ પ્રસંગોમાં રમૂજનાં પાત્ર થઇયે અને રમૂજ અનુભવિયે એ શક્તિ આપણામાં હોય ત્યહારે.



પોતે પોતાને હશી સકે તો તે વખતે ખેલ ખરો શી રીતે ભજવાય? અભિનયકલાનું તત્ત્વ તદ્રૂપાનુભવમાં છે, નટ પોતાનું વ્યક્તિત્વ ભૂલી જઈ પાત્રના સ્વરૂપ જોડે તન્મય થાય ત્યહારે જ ખરો અભિનય થાય;—આ તત્ત્વ સાથે ઉપરનો વ્યક્તિત્વ ભેદ વિરોધમાં નહિ આવે? આમ પ્રશ્ન ત્હમે પૂછશો. તો ઉત્તરઃ

આપણે જે વેશ ભજવતા હોઇયે તે વખતે તો તન્મયતા ખરી જ; "જે'વો કાછ કાછિયે, ત્હેવો નાચ નાચિયે" એ લોકોક્તિમાં રહસ્ય તદ્રૂપાનુભવનું જ સમાયુંછે. તો પણ ભિન્ન સમયે તેજ વસ્તુ, તેજ સ્થિતિ આપણે બ્હાર રહીને જોઈ હોય તે વખતે હસવાની શક્તિ (faculty) આપણે આપણને તે સ્થિતિમાં હશી સકતા હોઇયે ત્હારે જ રસસ્વરૂપ સધાય એટલું જ આ અન્વીક્ષણમાં ઉદ્દિષ્ટ છે. જે'વો કાછ કાછિયે ત્હેવો નાચ નાચતા હોઇયે તેજ ક્ષણે આપણું અન્ય સ્વરૂપ આપણાથી પણ ગૂઢ રહીને સ્મિત કરીને આપણને જોઈ રહે;—એ રહસ્ય સમઝો એટલે બસ. બધી અસંગતિ લુપ્ત થઈ જશે.



એક કાલ્યે મ્હને પિતૃતુલ્ય ગણનારી, હું વાત્સલ્યથી પુત્રીસમાન માનુંછું હેવી, તરુણી દૂર દેશાવર જતી હતી ત્હેને આનન્દ-થી વદાય આપી ત્હેના ઉત્સાહમાં, હર્ષમાં, હું સહભાગી થયો. આજ એક મિત્રનું કોમળ બાળક એકાએક મરણોન્મુખ પડેલું તે મરણ-શય્યા સમીપ બેશી મિત્રને આશ્વાસન આપ્યું, હેનાં ભયદુઃખમાં હું સહભાગી થયો. શિશુ કલાક પછી પ્રભુના જ્યોતિર્ધામમાં ગયું.

આમ હર્ષશોકના પરસ્પર વિરુદ્ધ ભાવમાં સહભાગી થનારું મ્હારું હૃદય કે'વું ગણવું ? ઊંડા હૃદયમાં કાંઈ વિકાર નહિ, મિત્રગણ જોડે માત્ર લાગણીનો આભાસ કરનારું, નાટક કરનારું, અસત્ય હૃદય ગણવું ? હર્ષ અને શોક બંને ભાવ નટખેલની માફક મ્હે ધારણ કર્યાં હતા ?—આ પ્રશ્નો મ્હારા હૃદયને ક્ષણભર ગૂંગળાવવા લાગ્યા.

અથવા જરાક ઊંડો ઊતરું; બૌદ્ધમતમાં સ્વીકારેલી પાંચ ભાવના-ઓમાંની પ્રથમ ત્રણ ભાવનાઓ—મૈત્રી, મુદિતા અને કરુણાનાં સ્વરૂપ જોઉઃ સર્વ માનવ બન્ધુઓ તરફ સ્નેહ, પ્રેમ, તે મૈત્રી, અન્યના સુખમાં સુખી થવું તે મુદિતા. અન્યના દુઃખમાં સહભોગ તે કરુણા. આ ત્રણેનો અંતર્ગત સંબંધ જોતાં જણાયછે કે કરુણા અને મુદિતા એ બંને મૈત્રીરૂપી સમાન તત્ત્વમાંથી નીકળેલા ફાંટા છે. અર્થાત્ મ્હારા હૃદયને પેલા બે વિરુદ્ધ ભાસતા ભાવમાં સૂત્રરૂપે અંતર્ગત ભાવના, મૈત્રી જ. આમ જોતાં અસત્યતાનો આરોપ મ્હારા હૃદય ઉપર નહિં મૂકું.



છતાં, છતાં, અન્યનાં સુખદુઃખ તે અન્યનાં જ; પોતાનાં નહિં, એમ ખરું ? એમ હોય તો ઉપર કહેલી ભાવનાઓમાં ઊનતા જ આવે. તોપણ આ સમભાવ રાખનારું હૃદય તો લગભગ પરમ પિતાના સમભાવનો જ પ્રતિધ્વનિ કરનારું કની ? ઉચ્ચોચ્ચ ભાવનારૂપ પરમેશ્વરનું હૃદય તે જ આદર્શરૂપ ગણીને માનવે ભાવનાત્રય કેળવવાની જરૂર છે. એમ ઈશ્વરરૂપ થવાય.—શું ? આ શું ઉદ્ધત મનોરથબન્ધન ? ઈશ્વિર સાથે બેસવું છે ?–હા, અને ના. આદર્શસિદ્ધિ ઇષ્ટ માટે હા; માનવ આખરે પ્રભુનું બચ્ચું માટે ના.

પરંતુ આ હૃદયની કેળવણીનો પ્રયોગ તે ઈશ્વિરની સમભાવની ભાવનાના જ સમરૂપ પ્રયોગ છે. આ ખરું હોય તો આપણે ઇશ્વિરની मैत्री, करुणा અને मुदिता પોતાનાં હૃદયના પ્રયોગ સાથે અનુભવિયે છિયે એમ ઉન્નત લાગણીના શિખર ઉપર ચઢી જવાયછે. કેપલર, ગ્રહોનાં અંતરો વિશેના પોતાના સિદ્ધાન્તની પરીક્ષા મનન વડે કરતે કરતે, એ સિદ્ધાન્તની ભવ્યતાથી ચકિત થઈને સહસા બોલી ઊઠ્યો હતો: "અહા પ્રભુ ! હું ત્હારા જ મનના વિચારો ત્હારી પાછળ પાછળ રહીને ચિન્તુંછું !" આ બનાવમાં પ્રભુના જ્ઞાનસ્વરૂપ જોડે માનવના જ્ઞાનનો નિકટ સંબન્ધ સૂચવાયછે, તે જ રીતે હૃદયભાવના પ્રદેશમાં ઉપર કહેલી* ભાવનાત્રયની કેળવણીમાં, પ્રયોગમાં, પ્રભુના હૃદયગુણ જોડે માનવબાલના હૃદયગુણનો નિકટ સંબન્ધ પ્રગટ થાયછે. "અહા પ્રભુ ! હું ત્હારા

---

* मैत्री, करुणा, मुदिता, उपेक्षा એમ યોગસૂત્રમાં ચાર ભાવનાઓ જ સ્વીકારાઈછે; બૌદ્ધમતની પાંચમી ભાવના अशुभनो સંગ્રહ નથી; તેમ જ યોગસૂત્રમાં मैत्रीनो વિષય–સુખ, करुणानो વિષય–દુઃખ, मुदितानो વિષય–પુણ્ય, અને उपेक्षानो વિષય–અપુણ્ય એમ વ્યવસ્થા છે; એ અને એ ઉપરના ભાષ્યમાંની ચર્ચામાં ઊતરવાનો ગૂંચવાડો અહીં દાખલ કરવાની જરૂર નથી. મ્હેં આંકેલા ભાવનાત્રયના સ્વરૂપ અને સંબન્ધમાં બુદ્ધિપુરઃસર રૂપાન્તર કર્યુંછે; અને તે માટે બૌદ્ધમતના સ્વરૂપદર્શનમાં કાંઇક આધાર મળે એમ છે; એટલું જ નોંધવું બસ છે.

હૃદયના જ ભાવ ત્હારી સાથે અનુભવુંછું."–આમ માનવ, પોતાના બન્ધુઓ સાથે સહભોગી થવાની સાથે, ઉદ્‌ગાર કરી શકે.

પ્રભુને વિશે આમ માનવ જેવા હૃદયભાવ અર્પવા ત્હેમાં માનવધર્મારોપણનો (anthropomorphism નો) દોષ કોઈને જણાશે. પરંતુ સર્વ ઉચ્ચ ભાવનાઓ પ્રભુના સંપૂર્ણ સ્વરૂપમાંથી જ નીકળેછે એ દૃષ્ટિનું સ્મરણ રાખીશું તો આ દૂષણ નહિં પણ ખરું સ્વરૂપદર્શન જણાશે.

*

પોતાના માનવબન્ધુની સાથે સમભાવ થવાના હૃદયગુણની પ્રશંસા એક જ વાક્યમાં, એક અંગ્રેજ નવલકથાકારની કૃતિમાં મ્હેં વાંચીછેઃ–

"If one can not laugh with youth, one's place is among ghosts in tombs."*

[ તરુણ વર્ગની સાથે હાસ્યમાં શામિલ ના થવાય તો હેવા મનુષ્યનું ઉચિત સ્થાન કબરસ્તાનમાં ભૂતડાંના મંડળમાં જ છે. ]

આ ઉત્કટ વચનમાં સમાયલું સત્ય તરત સમઝાય હેવું છે; કોઈ પણ માણસને વૃદ્ધ કહેવો કે તરુણ તે હેના હૃદયના લક્ષણ ઉપર આધાર રાખેછે. એક પ્રસંગે બે વૃદ્ધ માણસો મેળાવડામાં એકઠા થયા; એક સભાના પ્રમુખ તરીકે, બીજો પ્રમુખનો ઉપકાર રજૂ કરનાર તરીકે, પ્રમુખ બોલ્યાઃ "હમને બે બુઢ્ઢાબુઢ્ઢાને બોલવા ઊભા કર્યાછે;" ઇ૦, પેલો બીજો વૃદ્ધ બોલ્યોઃ "પ્રમુખને બુઢ્ઢાપણાનું માન જોઈતું હોય તો ભલે; પણ હું તો એ આરોપ સ્વીકારતો નથીઃ જ્યહારે હું બાલક, તરુણ, સ્ત્રી, પુરુષ–બધાં એ તરફ સમભાવ રાખતો બંધ થાઉં, હેમનાં હાસ સાથે હસવું, રુદન સાથે રોવું, એ વ્યાપાર બંધ થાય, ત્યહારે મ્હને વૃદ્ધ કહેજો, ત્યહાં સૂધી નહિં." મૈત્રીની ભાવના જગત્‌માંથી લુપ્ત થશે ત્યહારે કરુણા અને મુદિતાની ભાવનાઓ પણ, માળાનો દોરો ખેંચી લેતાં

* "The Coming of Amos" by William J. Locke; Chap XIII, p. 163.

મણકા ગરી પડે તેમ, ગરી પડશે: જગતને—માનવગણને—પરસ્પર જોડનારું અમૂલ્ય બંધન તૂટી જશે. આ કલ્પાન્તકાળનો પ્રલય દૂર, દૂર, સુદૂર રહેજો !

* * *

મૈત્રીની ભાવના સંસારમાં સ્ત્રીપુરુષના પ્રેમસમ્બન્ધમાં રૂપાન્તર પામી પ્રગટ થાયછે. આ માટે સ્ત્રીપુરુષ વચ્ચે પરસ્પર હૃદયપ્રવેશ આવશ્યક પૂર્વસ્થિતિ છે, છતાં સ્ત્રીના હૃદયના ગૂઢ ઊંડાણમાં પ્રવેશ થવો પુરુષને કેટલો અઘરો છે તે ઘણા ચિન્તકોએ સ્વીકાર્યુંછે. એક ચિન્તકે તો પુરુષના હૃદયની અગમ્યતા પણ એટલે જ અંશે દર્શાવીછે:

"Man, in his brave outspoken way, is as much a mystery to woman in his secret soul, as woman is to man. And if it were not like that, there could be no love outside the physical sphere. It is the mystery of each other, with eternal tantalizing shafts of light shooting through it that binds man and woman together."*

[ પુરુષ લજ્જા ભય તજીને ખુલ્લાં વચનો વાપરેછે, છતાં, હેનો ગૂઢ આત્મા જોઈશું તો, પુરુષને સ્ત્રી જેટલી અગમ્ય ગૂઢ હોયછે, તેટલો જ ગૂઢ અગમ્ય પુરુષ સ્ત્રીને હોયછે, અને આમ ના હોત તો શારીર વિષય ઉપરાંત પ્રેમ એ વસ્તુ જ ના રહેત. અન્યોન્યની અગમ્ય ગૂઢતા જ, એ ગૂઢતાના અન્ધકારમાં ચિરકાળ પ્રવૃત્ત થતાં, ટટળાવતાં, પ્રકાશનાં કિરણશરથી વિશિષ્ટ એ ગૂઢતા જ, પુરુષ અને સ્ત્રીને એકત્ર સંબદ્ધ કરી રાખેછે. ]

આ ગૂઢતામાં, અગમ્યતામાં, જે આકર્ષણ રહ્યુંછે તે અતિ પ્રકટતામાં લુપ્ત થવાનું, પરબ્રહ્મના સ્વરૂપ વિશે એક પ્રસંગે મ્હેં કહ્યું

---

* "The Coming of Amos" by William J. Locke; chap, XXI, p 278.

હતું કે એ માનવબુદ્ધિવડે માત્ર અર્ધપરામર્શ થઈ શકે હેવું જ છે, પૂર્ણ સંગ્રહણ થાય હેવું નથી; એ પરબ્રહ્મ સ્ત્રીના હૃદયના જેવા પટકમાંથી સટકી, સરી જાયછે. આપણે ધારિયે કે આપણે એ સર્વાંશે જાણિયે છિયે, તે જ વખતે આપણે હેને ઓછામાં ઓછું જાણિયે છિયે. આમ કહેવામાં સ્ત્રીહૃદયની અગમ્યતા તે સ્ત્રીના કપટમય સ્વભાવનું ફળ છે એમ અન્યાયયુક્ત દોષારોપણ કરવાનો હેતુ નથી. માનવસમાજના જગતજૂના બંધારણમાં કાલક્રમે ઘડાઈ ગયેલાં વ્યવહારબન્ધનો સ્ત્રીના હૃદયને પ્રકટ થતાં રોકેછે; પરબ્રહ્મને માયાનું આવરણ તેમ સ્ત્રીહૃદયને આ વ્યવહારબન્ધનોનું આવરણ નિગૂઢ રાખેછે. તેથી જ આપણે ઓળખિયે છિયે એમ માનિયે તે જ વખત આપણે ઓળખથી સુદૂર હોઇયે છિયેઃ

यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः ।
अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥

એમ કેનોપનિષદ્‌માં દર્શાવેલી સ્થિતિ અહિં પૂર્ણ રીતે જણાયછે.

* * *

પરબ્રહ્મની અગમ્ય ગૂઢતા, પૂર્ણ સંગ્રહણ થવા માટે અશક્યતા, માનવબુદ્ધિના પક્ષથી જોતાં જ છે.

" અકળ અવિનાશી એ નવ જ જાએ કળ્યો "

એમ નરસિંહ મહેતા કહેછે તે આ સ્વરૂપ અને આ ગ્રહણ-શક્તિના અસામર્થ્યને ધ્યાનમાં લઈને જ, તેમ જ

" અરધ ઊરધની માંહિ મ્હાલે "

એમ એ પરબ્રહ્મના સર્વવ્યાપક સ્વરૂપનો વિચાર કરીને. બાકી અન્ય સાધન વડે એ જ અગમ્ય, એ જ અગ્રાહ્ય, તે ગમ્ય અને ગ્રાહ્ય બનેછે. ગોપીઓને ઉદ્ધવનો જ્ઞાનોપદેશ ગળે કેમ ના ઊતર્યો ?

" હમારા પ્રભુ સઘળે રે, હમારા તો એક સ્થળે."

બ્રહ્મનું diffuse, વ્યાપકરૂપે વેરાઈ ગયેલું, સ્વરૂપ હેમને તૃપ્ત કરતું નહોતું. હેમને તો નિકટ પરિચય મળે હેવું personal God પરમ પુરુષનું સ્વરૂપ જોઈતું હતું; માટે જ દૃષ્ટાન્તથી ગોપીઓ કહેછેઃ–

"ત્હમો રીઝો ચાંદરણે રે, હમો રીઝું ચન્દ્ર મળ્યે."

સર્વત્ર વિખરાયલું ચાંદરણું હેમને બસ ન હોતું લાગતું; હેમને તો ચન્દ્ર માટે જ ભૂખ હતી;

"ચંદા ખેલનવા દે મોરી મૈયા!" એમ અશક્ય વસ્તુ માટે હેમનું રુદન નહોતું; શેલીની અમર પંક્તિયોમાં કહેલી ઉત્કંઠા હેમને ન્હોતી; "a longing for something afar from the sphere of our sorrow;" પોતાનાં સુખદુઃખના પરામર્શચક્રથી સુદૂર રહેલી વસ્તુ માટેની ઉત્કંઠા હેમની ન્હોતી. હેમની પ્રેમભક્તિનો વિષય તો પોતે જે'ને પકડી સકે, પોતાના હૃદયમન્દિરમાં જે'ને કેદ કરી સકે, હેવી વસ્તુ હતીઃ "હમારા તો એક સ્થળે," "હમો રીઝું ચન્દ્ર મળ્યે." હેવો પ્રભુ હેમને તો જોઈતો હતો.

પ્રભુનું આ ગ્રાહ્ય, ગમ્ય સ્વરૂપ શી રીતે પકડાય?

"નરસૈયાચો સ્વામી સકળ વ્યાપી રહ્યો" ત્હેને કૉણ શી રીત્યે, શા સાધનવડે, ઝાલે? નરસિંહ મહેતા જ ઉપાય બતાવેછેઃ

**"પ્રેમના તંતમાં સંત ઝાલે."**

જ્ઞાનથી અગમ્ય તે પ્રેમથી, એ સૂક્ષ્મ તંતુ વડે, ઝાલી સકાય; ને તે સંત જનથી જ બને.

શુષ્ક જ્ઞાન કરતાં આર્દ્ર પ્રેમ આમ ચઢિયાતો બનેછે, અને તે સાથે જ જ્ઞાનનો વિષય અને પ્રેમનો વિષય એ બે વચ્ચે સ્વરૂપભેદ થાયછે; ચાંદરણું મટી જઇને ચન્દ્ર બનેછે. પછી ભલે તે ચન્દ્રમાંથી પાછું ચાંદરણું રેડાય; પ્રેમપાત્રને મેળવ્યા પછી હેને જ્ઞાનવિષય બનાવાશે. પણ સંત-ભક્તને તો પ્રેમલભ્ય ચન્દ્ર જ જોઈશે. "કૃષ્ણચન્દ્ર" એમ નામ આ ઉપરથી પડ્યું માનીશું?

---

"મ્હારા હૃદયના ઊંડા ભાવ, નિર્મળ વાસનાઓ, ગમ્ભીર વિચારો,–આ સર્વનું ખરું સ્વરૂપ આ જગતમાં કોઇ જોઈ સકતા નથી; મ્હને ખરો ન્યાય, સમભાવજનિત, સત્ય દર્શનથી થતો, ન્યાય કોઇ આપતું નથી. શું કરું ? લાચાર છું ! આશ્વાસન માત્ર એક છે, અને તે મ્હોટું આશ્વાસન છે; આખા વિશ્વમાં એક જ માણસ મ્હારા અંતરમાં પેશીને જોઈ, જાણી, સકેછે, અને મ્હને પ્રોત્સાહન આપેછે."

એક સમયે હુનાળાના મધ્યાહ્ન સમયે વેરાન સ્થળમાં એકલ વૃક્ષ એક હતું ત્હેની છાયામાં બેઠો બેઠો એક દુઃખમય મુખમુદ્રાવાળો પુરુષ આમ બોલતો હતો. હું અણધાર્યો જઈ ચઢયો, અને આ સ્વગત વચનોનો ઉદ્ગાર એ દુઃખી માણસે પ્રગટ વાણીમાં કાઢયો.

મ્હેં સમીપ જઈને પૂછયું: "એ એક જ માણસ તે કોણ ?"
"મ્હારો અન્તર્યામી દયામય પ્રભુ !"–તરત ઉત્તર મળ્યો.

"પ્રભુ તે માણસ ?"—ફરી ઉત્તર મળ્યો: "હા; પ્રભુને માણસના હૃદયભાવ જાણવા હોય, તો ત્હેને પણ માણસ બનવું પડેછે; આપણે બાળકોનાં હૃદય વાંચવા માટે બાળક થવું પડેછે કની ?–તેમજ આ."

*
* *

આટલું સાંભળીને હું ચાલ્યો ગયો. પણ આ વિલક્ષણ ઉત્તરના ભણકારા મ્હારા હૃદયમાં વાગ્યા કર્યા, અને નવીન વિચારમાળા મ્હારું

મન ફેરવવા લાગ્યું. પરમ પિતા શું પોતાની અલૌકિક શક્તિ વડે માનવ હૃદયને સમજી ન સકે? તો પછી એ સર્વશક્તિમાન્ શેનો? માનવના ભાવ સમજવા માટે માનવ થવું પડે–એ દૃષ્ટિયે ઈશ્વર માનવનો અવતાર લેછે એ માન્યતા સંભવપુષ્ટ થાયછે, નહિ વારું? અતિ વિશાળ, વ્યાપક, આનન્દઘન, પરમાત્માને ક્ષુદ્ર માનવના ન્હાના સરખા જીવન, હૃદય, જોડે સંપર્ક શી રીતે થાય? માટે હેને અવતાર લઈને માનવ થવું પડે. આમ કલ્પના થાય. પણ હેનું નિરાકરણ પણ શક્ય છેઃ સર્વ શક્તિમાન્પણાને બળે, અસ્થિચર્મમય માનવદેહ ધાર્યા વિના જ, મનુષ્યના હૃદયભાવ જોઈ સકાશે. अणोरणीयान् महतो महीयान् એ વચન આ સ્વરૂપદર્શનથી સુન્દરરૂપ બનશે.

***

બાળકનું હૃદય જાણવાને બાળક બનવું પડશે એમ મ્હેં ઉપર કહ્યું ત્હેમાં પણ બાળકદેહ ધારણ કરવાની વાત નથી; બાળકહૃદય બનવાનું છે, અને તેમ થવાની સાથે બાળક જોડે વાતચીત, વર્તન, હેની સમાન કક્ષામાં આપોઆપ ઘડાયછે. સાચા કવિહૃદયને આ વાતવર્તન અસાધ્ય નથી; નિસર્ગલબ્ધ જ છે. આ માટે કવિતા કરનાર કવિ થવાની જરૂર નથી; હૃદય માત્ર કવિ હોય એટલે બસ, શિશુ જોડે શિશુ, બાલ જોડે બાલ, મુગ્ધ જોડે મુગ્ધ,–એમ થવાની કળા મ્હને મળીછે,–કળા નહિ, નિસર્ગસિદ્ધ શક્તિ. અને તેથી મ્હને કેટલાક લોકો વૃદ્ધબાલ કહેછે તે પ્રશંસામાં કે નિન્દાકટાક્ષમાં તે વાતની દરકાર કર્યા વિના હું સુખમાર્ગમાં પ્રયાણ કર્યે જાઉંછું.

***

આ શક્તિનું મૂળ સમભાવમાં છે. બૌદ્ધમાર્ગે ગુરુત્વ આપેલી ભાવનાઓ વિશે પૂર્વે હું કહી ગયોછું, તે પ્રસંગે સમભાવ તે બીજરૂપ મ્હેં કહ્યાનું સ્મરણ થાયછે. એ સમભાવનો ગુણ કેળવિયે તો વૈરભાવ

એ વસ્તુ જ જીવનમાંથી, સંસારમાંથી, લુપ્ત થાય. આ સિદ્ધિ શી રીતે સંભવે ? જીવનમાર્ગ વિષમ હેવો છે કે વૈરીઓ નડવા આવ્યા વિના રહેતા નથી. આ માટે એક ઉપાય સૂઝે છે. રામાયણમાં એક સ્થળે વચન છેઃ मरणान्तानि वैराणि निवृत्तं नः प्रयोजनम् ॥ ( એ વચનનો પ્રસંગ જુદો જ છે; શત્રુનું મરણ થયું, પછી હવે વૈરવર્તનનું પ્રયોજન રહ્યું નહિ અને તેથી સૈનિકાદિકનું પ્રયોજન લુપ્ત થયું. એમ છે; પરંતુ), આ ઉપરથી આપણે એમ બોધ લઈ સકિયે કે વૈરી જીવતો હોય તે છતાં હેને મુવો માનિયે, એટલે વૈર આપોઆપ લુપ્ત થાય; એટલું જ નહિં પણ મરણ પામેલો વૈરી માનવ વ્યક્તિરૂપે મરણ નહિં પામે, હેનું વૈરસ્વરૂપ જ મરણ પામશે, એટલે એ વૈરી મટી મિત્રરૂપે જ દર્શન દેશે. અલબત, આ પ્રકારની સૃષ્ટિ આપણી પોતાની દૃષ્ટિ ઉપર જ અવલમ્બન કરીને રહેછે. આપણા આત્મામાંથી જે'વી વિસૃષ્ટિ કાઢિયે ત્હેવી બાહ્ય સૃષ્ટિ બને. આ તત્ત્વ નવીન નથી, સર્જનજૂનું છે.

પ્રભુને અવતાર ધારણ કરવાની જરૂર નથી એમ ઉપર આપણે જોયું. હેનું બીજું પણ એક કારણ છેઃ यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ઇત્યાદિ સંજોગમાં संभवामि युगे युगे એમ ભગવદ્‌ગીતોપનિષદ્‌માં કહ્યુંછે, તે એક પક્ષે ભલે સત્ય હો. મ્હને તો મ્હારા હૃદયમાં જે જે ક્ષણે ધર્મની ગ્લાનિ થાયછે તે તે ક્ષણે પ્રભુ પ્રગટ થાયછે, તેથી संभवामि क्षणे क्षणे એમ હું માનું તો ગીતાજીના વચનનો દ્રોહ મ્હેં કર્યો એમ કોઇ ના ગણશો. અને આમ ક્ષણે ક્ષણે પ્રગટ થવું એ પ્રભુને બહુ સરળ છે. કેમકે એ મ્હારાથી દૂર નથી, અને દૂર છેઃ तद् दूरे तद्वन्तिके. જે ક્ષણે એ દૂર હોયછે, એ ધર્મની ગ્લાનિની ક્ષણે "ભવ્ય ગુલાબી ઉષાસ્વરુપે પ્રગટ્યા પ્રભુ આ ઠામ !" એમ અનુભવ થાયછે.

સર વુઇલિયમ વૉટસનની નીચેની પંક્તિયોમાં આ સત્ય કાંઈક પ્રકારાન્તરે ગૂંથ્યું છેઃ

The God I know of, I shall ne'er
Know, though he dwells exceeding nigh,-

"Raise thou the stone and find me there,
Cleave thou the wood and there am I."
Yes, in my flesh his spirit doth flow,
Too near, too far, for me to know.*

(પ્રહ્‌લાદ અને હિરણ્યકશિપુની પ્રભુની હાજરી વિશે થયેલા સંવાદનું અહિ કાંઈક સ્મરણ થાયછે ?)

પ્રભુ અતિ દૂર હોય ત્ય્હારે પણ અદૃશ્ય, અને અતિ સમીપ હોય ત્ય્હારે પણ, એ અતિ નિકટપણાને લીધે જ, અદૃશ્યઃ હાવી ઉભયતઃ-પાશની સ્થિતિમાં:

"ભવ્ય ગુલાબી ઉષાસ્વરૂપે પ્રગટે પ્રભુ એ ઠામ !"

એ ચમત્કાર શી રીતે થતો હશે ? એ જાદુગરની કરામત કોણ ઉકેલી સકશે ? આ પ્રકારનો પ્રભુનો અવતાર જીવનમાં આપણે વારંવાર અનુભવિયે છિયે.

એક વચન છેઃ

"I was a hidden treasure and I wished to be known; so I created creation that I might be known."

---

* cf "Jesus saith Whereever there is one alone, I am with him. *Raise the stone, and there thou shalt find me, cleave the wood and there am I*" (New Parables of Jesus. discovered by Professors Hunt and Greenfell, Message of the East July 1926. I find this in the 'Indian Messenger' of 26-12-26).

જે દેવને હું જાણુંછું, તે દેવને નવ જાણું હું,
અતિ નિકટ વસતો તદપિ નવ એ નાથને જ પિછાણું હું;
"પેલી શિલા ઉપાડ્ય, ને ત્ય્હાં પ્રગટ હું થાઈશ જો,
આ કાષ્ઠને ચીરી તું જો, ત્ય્હાં વાસ મુજ નિરખીશ જો."
મુજ દેહમાં એ દેવનો આત્મા સતત વ્હેતો રહે,
અતિ નિકટ ને અતિ દૂર એ—મુજ જ્ઞાન એને નવ ગ્રહે.

એ વસ્તુ જ જીવનમાંથી, સંસારમાંથી, લુપ્ત થાય. આ સિદ્ધિ શી રીતે સંભવે ? જીવનમાર્ગ વિષમ એવો છે કે વેરીઓ નડવા આવ્યા વિના ર્‌હેતા નથી. આ માટે એક ઉપાય સૂઝે છે. રામાયણમાં એક સ્થળે વચન છેઃ मरणान्तानि वैराणि निवृत्तं नः प्रयोजनम् ॥ ( એ વચનનો પ્રસંગ જુદો જ છે; શત્રુનું મરણ થયું, પછી હવે વૈરવર્તનનું પ્રયોજન રહ્યું નહિ અને તેથી સૈનિકાદિકનું પ્રયોજન લુપ્ત થયું. એમ છે; પરંતુ), આ ઉપરથી આપણે એમ બોધ લઈ શકિયે કે વેરી જીવતો હોય તે છતાં હેને મુવો માનિયે, એટલે વેર આપોઆપ લુપ્ત થાય; એટલું જ નહિ પણ મરણ પામેલો વેરી માનવ વ્યક્તિરૂપે મરણ નહિ પામે, હેનું વેરસ્વરૂપ જ મરણ પામશે, એટલે એ વેરી મટી મિત્રરૂપે જ દર્શન દેશે. અલબત્ત, આ પ્રકારની સૃષ્ટિ આપણી પોતાની દૃષ્ટિ ઉપર જ અવલમ્બન કરીને ર્‌હેછે. આપણા આત્મામાંથી જે'વી વિસૃષ્ટિ કાઢિયે ત્હેવી બાહ્ય સૃષ્ટિ બને. આ તત્ત્વ નવીન નથી, સર્જનજૂનું છે.

પ્રભુને અવતાર ધારણ કરવાની જરૂર નથી એમ ઉપર આપણે જોયું. હેનું બીજું પણ એક કારણ છેઃ यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ઇત્યાદિ સંજોગમાં संभवामि युगे युगे એમ ભગવદ્‌ગીતોપનિષદ્‌માં કહ્યુંછે, તે એક પક્ષે ભલે સત્ય હો. મ્હને તો મ્હારા હૃદયમાં જે જે ક્ષણે ધર્મની ગ્લાનિ થાયછે તે તે ક્ષણે પ્રભુ પ્રગટ થાયછે, તેથી संभवामि क्षणे क्षणे એમ હું માનું તો ગીતાજીના વચનનો દ્રોહ મ્હેં કર્યો એમ કોઇ ના ગણશો. અને આમ ક્ષણે ક્ષણે પ્રગટ થવું એ પ્રભુને બહુ સરળ છે. કેમકે એ મ્હારાથી દૂર નથી, અને દૂર છેઃ तद् दूरे तद्वन्तिके. જે ક્ષણે એ દૂર હોયછે, એ ધર્મની ગ્લાનિની ક્ષણે "ભવ્ય ગુલાબી ઉષાસ્વરુપે પ્રગટ્યા પ્રભુ આ ઠામ !" એમ અનુભવ થાયછે.

સર વુઇલિયમ વૉટસનની નીચેની પંક્તિયોમાં આ સત્ય કાંઈક પ્રકારાન્તરે ગૂંથ્યુંછેઃ

The God I know of, I shall ne'er
Know, though he dwells exceeding nigh,–

"Raise thou the stone and find me there,
Cleave thou the wood and there am I."
Yes, in my flesh his spirit doth flow,
Too near, too far, for me to know.*

(પ્રહ્લાદ અને હિરણ્યકશિપુની પ્રભુની હાજરી વિશે થયેલા સંવાદનું અહિ કાંઈક સ્મરણ થાયછે ?)

પ્રભુ અતિ દૂર હોય ત્યહારે પણ અદૃશ્ય, અને અતિ સમીપ હોય ત્યહારે પણ, એ અતિ નિકટપણાને લીધે જ, અદૃશ્યઃ હાવી ઉભયતઃ-પાશની સ્થિતિમાં:

"ભવ્ય ગુલાબી ઉષાસ્વરૂપે પ્રગટે પ્રભુ એ ઠામ !"

એ ચમત્કાર શી રીતે થતો હશે ? એ જાદુગરની કરામત કોણ ઊકેલી સકશે ? આ પ્રકારનો પ્રભુનો અવતાર જીવનમાં આપણે વારંવાર અનુભવિયે છિયે.

એક વચન છેઃ

"I was a hidden treasure and I wished to be known; so I created creation that I might be known."

---

* cf "Jesus saith Whereever there is one alone, I am with him. *Raise the stone, and there thou shalt find me, cleave the wood and there am I*" (New Parables of Jesus discovered by Professors Hunt and Greenfell, Message of the East July 1926. I find this in the 'Indian Messenger' of 26-12-26).

જે દેવને હું જાણુંછુ, તે દેવને નવ જાણું હું,
અતિ નિકટ વસતો તદપિ નવ એ નાથને જ પિછાણું હું;
"પેલી શિલા ઉપાડ્ય, ને ત્યહાં પ્રગટ હું થાઈશ જો,
આ કાષ્ઠને ચીરી તું જો, ત્યહાં વાસ મુજ નિરખીશ જો"
મુજ દેહમાં એ દેવનો આત્મા સતત વ્હેતો રહે,
અતિ નિકટ ને અતિ દૂર એ-મુજ જ્ઞાન એને નવ ગ્રહે.

[ હું ગુપ્ત ધન હતો, અને મ્હારી ઇચ્છા પ્રગટ થવાની થઇ; તેથી, હું જણાઉં તે હેતુથી, મ્હેં સૃષ્ટિ ઉત્પન્ન કરી. ]

સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે પરમાત્મા એકલો હતો તેથી ત્હેને ગમ્યું નહિ, માટે एकोऽहं बहु स्याम् એમ ઇચ્છિ આવ્યાથી ત્હેણે વિશ્વરૂપ ધારણ કર્યું એ શ્રુતિદર્શનથી ભિન્ન પ્રયોજન આ વચનમાંના સૃષ્ટિની ઉત્પત્તિના હેતુદર્શનમાં બતાવાયું છે. અહિં સૃષ્ટિના સર્જનદ્વારા પ્રભુનું જ્ઞાન થાય તે માત્ર સ્રષ્ટાનું કાર્ય સૃષ્ટિ એમ કાર્યકારણ સંબન્ધથી નહિ, પણ સૃષ્ટિમાં જ પ્રભુનું દર્શન થાય એ રીતે; અવતારરૂપ ચમત્કારથી, કે પ્રભુના immanent, અંતર્યામિ, સ્વરૂપથી, એ દર્શન થાય.

* *
*

ધર્મની ગ્લાનિનું માનવહૃદયના વ્યક્ત સ્વરૂપને વિશે ઉપર દર્શન કર્યું. તે ગ્લાનિનું એક હૃદયસ્પર્શી વર્ણન નીચેની પંક્તિયોમાં છે.

"* The glamour of deceit is over all we prize,
E'en as the stars, that seem with love to glow,
Are huge black worlds. The inward God-
gleam dies,
And hearts shut up as flowers when sun-
light flies."*

(Israel Zangwill in "My Religion" in the
Times of India 10-11-25)

---

* જે મૂલ્યવાન ગણિયે ઉરમાં વધારે,
માયાવિ દીપ્તિ ઠગણી અતિ તેહ ધારે;
પ્રેમપ્રકાશ ધરતા નક્ષતારલા જો!
સાચે, મહાન તિમિરાવૃત ગોળ એ તો
અન્તઃસ્થ દિવ્ય રવિ-જ્યોતિ વિલુપ્ત થાતી,
ને માનવી ઉરકળી જ બીડાઈ જાતી.

આમ માનવ હૃદય પ્રભુદર્શનરૂપી સૂર્યપ્રભાનો લોપ થતાં બીડાઇ જાયછે, હ્‌વે ધર્મજ્ઞાનિને પ્રસગે,

" ભવ્ય ગુલાબી ઉષાસ્વરૂપે પ્રગટે પ્રભુ એ ઠામ ! "

આ બનાવ કરતાં વધારે ચમત્કારવાળું અવતારધારણ કિયું સંભવે ?

***

રવીન્દ્રનાથ ટાગોરના નીચે આપુંછું તે અદ્દ્ભુત કાવ્યમાં પ્રભુનું સ્વરૂપદર્શન આત્માના ઊંડાણમાં ઊતરનારું છે. પ્રભુનું આવાહ્‌ન હેમાં છે. હેને અવતારદર્શન પણ કહો તો બાધ નથી.

મધુર રૂપે બિરાજો હે વિશ્વરાજા !
શોભન સભા નિરખી મમ પ્રાણ ભૂલે. મધુર રૂપે૦
નીરવ નિશિ સુન્દર વિમલ નીલામ્બર;
શુચિ રુચિર ચન્દ્રકલા ચરણમૂલે. મધુર રૂપે૦

આ ચાર પંક્તિયોમાં ચાર પાંચ ચિત્રવીગતોના આછી પીંછી વડે કરેલા આલેખનમાં વિશ્વરાજનું સુન્દર સ્વરૂપ પ્રગટ થયુંછે તે થોકબન્ધ વર્ણવિન્યાસથી અસાધ્ય છે.

શાન્ત, નીરવ, નિશામાં વિમલ સુન્દર નીલવર્ણું વ્યોમ, હેમાં તારાગણની શોભન સભા કવિના પ્રાણને ભૂલાવામાં નાંખેછે; અને એ નીલ અમ્બરમાં તારાગણની સભાની વચ્ચે કવિ વિશ્વરાજની મધુર મૂર્તિને આવાહ્‌ન કરીને બિરાજવાની માગણી કરેછે, અથવા તો બિરાજતા જ દેખેછેઃ આ ગમ્ભીર સુન્દર ચિત્રમાં એક આડે હાથે લસરકો–સુન્દર રજતમય રંગનો લસરકો–કવિ મારેછે;–શુચિ (શુભ), રુચિર (તેજસ્વી), ચન્દ્રકલા (અર્ધચન્દ્રની કલા) ક્ષિતિજની કાંઇક ઉપર રહેલી તે એ વિશ્વરાજના ચરણતલ સમીપ વન્દન કરતી કવિ દેખેછે અને દેખાડેછે.

***

આ આવાહનગીત અથવા અવતારદર્શનગીત માત્ર કવિહૃદયના ઊંડા મન્દિરના પ્રથમ ખંડમાં જ આપણને પ્રવેશ કરાવેછે; એ મન્દિરના ગર્ભાગારમાં પેશીને દર્શન કરીશું તો શું જણાશે ? શાન્તિમાં નિમગ્ન, મૌનગમ્ભીર, વિમલ હૃદય-આકાશમાં, મધુર સુન્દર તર્ક-તારકગણની શોભન સભા, કવિના પ્રાણને ભૂલભૂલામણીમાં ચઢાવેછે; અને હેની પણ પાર રહેલા આધ્યાત્મિક આનન્દચન્દ્રની શુભ્ર રુચિર કલા, अमृता आत्मनः कला, પ્રગટ થાયછે અને તે એ આકાશમાં બિરાજેલા વિશ્વરાજને ચરણમૂલે પોતાનું દિવ્ય તેજ ઢાળેછે.

* * *

આ જ આવાહન, આ જ અવતારદર્શન ! કવિ પોતાની દિવ્ય વાણી વડે એ રસપાન કરાવેછે. છતાં यतो वाचो निवर्तन्ते એ સત્ય આપણને, આપણા ઉલ્લાસને, ક્ષણભર ગભરાવેછે, પાછા હઠાવેછે. અને ખરે એમ થાયછે કે પ્રભુના પરમ ધામમાં હેની સમીપ વસતા દિવ્ય કવિગણ આ કરતાં ઉચ્ચતર વાણી, ભાષા, બોલતા હશે કની ? "In the World to come they will talk Heavenese, I don't know."*

પરજીવનમાં કેઈ ભાષા બોલાતી હશે ? ગીર્વાણગિરા ! એ ભૂમિનાં વિશિષ્ટ લક્ષણ શાં ? ભાષા શી ? કોઇક અગમ્ય આધ્યાત્મિક સંવાદ-સાધન હશે, તે Heavenese ( સ્વર્ગની ) ભાષા. હેના આછા, આછા, ધ્વનિ કવિગણ—આ લોકના કવિગણ—આપણને ગૂઢ હૃદયભણકાર દ્વારા સંભળાવેછે; એ જ આપણી ધન્ય દશા,—આ જીવનમાં.

---

* "The Coming of Amos" by William G. Locke, Chap. XIV, p. 177.

## तद्दूरे तद्वन्तिके

આ શ્રુતિવચનનો વિષય બ્રહ્મ છે. સ્વર્ગને વિશે આ વચનનો વિનિયોગ આજ કરું? અનૌચિત્ય નહિં લાગે.

શ્રદ્ધાળુ લોકો કહેછે કે સિદ્ધપુર ક્ષેત્રથી સ્વર્ગ એક વ્હેંત છેટું છે, ઊંચું છે. હેનો મર્મ જુદો છે. તે અહિં મ્હારા વક્તવ્યના ક્ષેત્રમાં નથી. હું તો, આ જીવનમાં અનેક અનપેક્ષિત સ્થળે, પ્રસંગે, સ્વર્ગ પ્રત્યક્ષવત્ થાયછે તે ઉદ્દેશીને બોલુંછું. ભક્તો ગાયછે:

वैकुंठ ढूंकडु रे;
प्रेमी जनने ढूंकडुं दुर्जनने मन दूर,
अविचलने मन मनसा वाचा
भक्तिथी भरपूर
वैकुंठ ढूंकडु रे

સ્વર્ગના નિકટત્વનું આ દર્શન પણ સાચું છે. પણ મ્હારું દર્શન જરાક કેન્દ્ર બદલીને ફગાવછે.

*
* *

નિર્દોષ બાલકોની નિર્મળ પ્રવૃત્તિયો, દિવ્યપ્રેમથી જોડાયલાં પ્રેમીજનો, વાત્સલ્યભાવ ઝરતી માતા અને એ ઝરણ ઝીલતું મુગ્ધશિશુ,– આ સર્વ અને હેવાં હેવાં સ્થળોમાં ત્હમે સ્વર્ગ નહિં તો શું જોશો? હાવા એક વિરલ સ્વર્ગદર્શન કરાવનારું ચિત્ર આજ ત્હમારી સમક્ષ મૂકું?

## નામ વગરનું સ્ટેશન

" સન્ધ્યાકાળે-દુકાનદારો, ઑફિસના કલાર્કો, વ્હેપારીઓ, ધંધા-દારીઓ, વગેરે પોતપોતાના કામથી પરવારેલા અનેક મનુષ્યોથી ચીકાર ભરેલી ટ્રામગાડી લંડનના એક મહોલ્લામાંથી જતી હતી. બ્હેઠકને એક છેડે ખૂણામાં એક જાડી બાઈ અને ત્હેની પાસે એક ન્હાનો છોકરો બેઠેલાં હતાં, એ બંને એટલાં લગોલગ બ્હેઠાં હતાં કે તે સ્ત્રીના લટકતા 'ગાઉન'થી છોકરાના પગ ઢંકાઈ ગયા હતા અને છોકરાનું નિર્દોષ ગમ્ભીર મ્હોં, વિશાળ ગમ્ભીર ભૂરી આંખો અને ગૂંછળાવાળા ચળકતા વાળ શિવાય બધો લુગડાનો ઢગલો કર્યો હોય એમ જણાતું હતું. પાસે બ્હેઠેલા છોકરા ઉપર તે સ્ત્રી જાણે કાંઈ ધ્યાન જ આપતી નહોતી. લગભગ કલાકેકની મજલથી છોકરો કંટાળી પણ ગયો હશે. આપણને સહજ એમ લાગે કે તે સ્ત્રી છોકરાને ખોળામાં બેસાડી છાતી ઉપર માથું ટેકવી જરા વ્હાલથી વાતચીત પણ કેમ કરતી નહિ હોય ?"

* * *

આ શંકાપ્રશ્નનો ખુલાસો થોડીવાર પછી મળ્યો:

" એક પછી એક ઉતારૂ પોતપોતાને ઠેકાણે ઉતરવા માંડ્યા, અને છેવટે તે ટ્રામગાડીમાં તે સ્ત્રી, છોકરો, અને કાળા પોશાકમાં જ સજ્જ થયેલી એક સુન્દર શોકગ્રસ્ત વદનવાળી સન્નારી,—એટલાં જ રહ્યાં.

" છેવટે તે જાડી સ્ત્રીએ ઘંટડી વગાડી અને ટ્રામગાડી ઊભી રહી, તે ઊતરતી હતી એટલામાં ટ્રામકંડકટર બોલ્યો: 'બાઈ! ત્હમે ત્હમારા છોકરાને લેવો ભૂલી ગયાં ?' 'મ્હારો છોકરો?' 'મ્હારે છોકરો છે જ નહિ.

કંડકટર દિઙ્મૂઢ થઈ સ્હામું જોવા લાગ્યો.

'ત્ય્હારે પેલો કોણ છે ? ગાડી નીકળી ત્ય્હારથી હમે હેને ત્હમારી સોડમાં બેઠેલો જોયોછે. હમે જાણ્યું કે ત્હમે ઊતરીને હેને ઊચકી લેશો.'

'હું હેને ઊચકી ઊતારું?' તે સ્ત્રી જરા ગુસ્સે થયેલી જણાઈ. 'મ્હેં એ છોકરાને આજ જ પ્હેલો દીઠો.'

×

"હજી પણ કંડક્ટરના ધ્યાનમાં વાત ઊતરી નહિ, ત્હેણે છોકરાને પૂછ્યું: 'આ બાઈ ત્હારી મા નથી?'

સુન્દર મીઠા અવાજથી બાળકે જવાબ દીધો: 'ના રે સાહેબ, મા તો સ્વર્ગમાં ગઈછે, ત્યહાં હું પણ હેને મળવા જાઉછું. મ્હે ત્હમને ટિકિટનો પૈની આપવા માંડયો, પણ ત્હમારી નજર બીજી તરફ હતી. જ્યહારે મ્હારે ઊતરવાનું ઠેકાણું આવે ત્યહારે મહેરબાની કરી મ્હને કહેશો?'

"કંડક્ટરનો અવાજ નરમ થયો. ત્હેણે કહ્યું:

'ભાઈ, હું દિલગીર છું. પણ આ ટ્રામને રસ્તે સ્વર્ગ આવતું નથી.'

[ આ નિષેધને ખોટો પાડનાર સ્વર્ગના સુન્દર ધામમાંથી આવેલા દિવ્યદૂતનું દર્શન વાર્તાકાર કરાવેછે: ]

×

"આ વખતે તે સુન્દર કાળા પોશાકવાળી સ્ત્રીએ આવી છોકરાને વ્હાલથી ઊચકી લીધો.

'મ્હારા વ્હાલા બચૂડા!' તે બોલી, 'મ્હને બધી હકીકત માંડીને કહે. ત્હારું નામ શું? તું ક્યહાં રહેછે?'

'મ્હારૂં નામ ડિક હતુ, પણ હવે સૌ મ્હને નંબર સત્તાવન કહેછે. અને હું આશ્રમમાં રહુંછું, મ્હારી માતા ગયા પછી એક માણસ મ્હને ત્યહાં લઈ ગયો. ત્યહાં ઘણા છોકરા તથા છોકરીઓ છે. પણ મા નથી. કોઈ મ્હને ત્યહાં ચુમ્બન કરનાર, કે પથારીમાં સોડયમાં સૂવાડનાર, અથવા સૂતી વખતે પ્રાર્થના કરાવનાર નથી. ત્હમે કદી સ્વર્ગમાં ગયાછો? તે અહિંથી ઘણું દૂર છે?'

[ तद्दूरे तद्वन्तिके–એ તત્ત્વ પૂરું પ્રત્યક્ષ થયા વિના, છતાં અન્તઃસ્થિત દર્શનથી દીઠું હશે, તેથી પેલી પ્રેમાર્દ્ર બાઈ બોલી:–]

"હું જાતે તો ત્ય્હાં કોઇ વખત ગઈ નથી, પણ મ્હારો એક ત્હારા જેવડો છોકરો હતો તે ત્ય્હાં ગયોછે. એ જગા ઘણીઘણી દૂર છે. ત્હારાથી ત્ય્હાં એકલા તો ન જવાય."

'પણ ત્હમારો ન્હાનો છોકરો ગયો ને ? તે રસ્તે ભૂલો પડ્યો' તો ?'

'ના ત્હેને રસ્તો બતાવનાર સાથે કોઇક હતું.'

'ત્ય્હારે એ 'કોઇક' મ્હને પણ રસ્તો નહિ બતાવે ?'

'બતાવશે, બેટા, પણ હમણાં નહિં. થોડો વખત ધીરજ રાખી રાહ જોયા કરય.'

'મ્હારી મા પણ એમ જ કહેતી કે 'ધીરજ રાખ્ય, ધીરજ રાખ્ય'. પણ હવે તો વાટ જોઈ જોઈને હું કંટાળી ગયોછું.'

'હું પણ મ્હારા છોકરાને મળવાની વાટ જોઈને કંટાળી ગઈછું.'

[ પેલો બાળક તો અપૂર્ણ જ્ઞાનને લીધે કંટાળે. પણ, બાઈ ! તું ધાર્મિક શ્રદ્ધાવાળી છતાં કંટાળે–એ ઠીક નહિ. ]

[ પણ આગળ ચાલો, બાઈનું વિશેષ સાંભળિયે. ]

"ભાઈ, તું મ્હારે ઘેર આવીને રહીશ ? આપણે બંને સાથે બેશીને વાટ જોયા કરીશું ?'

[ મ્હારી ભૂલ્ય હશે ? બાઇયે કંટાળ્યાનું કહેલું તે બાળકને સમભાવ વડે આશ્વાસન મળે એમ કરીને તો નહિં હોય ? અને આ બંને મળીને વાટ્ય જોવામાં સહભોગના બળે દુઃખભાર કાંઈક ઓછો થાય એ સંભવિત હતું. તેથી જ આ લાગણીમાં રહેલો શાન્ત ઉલ્લાસ જોઈ સકાશે. ]

"કોમળ, નિર્દોષ, ભૂરી આંખ્યોએ, તે ઊંડા શોકવાળી મૃદુ આંખ્યો તરફ ધ્યાનથી થોડો વખત જોયા કર્યું. સંપૂર્ણ વિશ્વાસ આવ્યો હોય હેવો તે છોકરાનો ચ્હેરો જણાયો. પોતાના ન્હાના નાજૂક હાથ તે સ્ત્રીની ગરદન આસપાસ વીંટી માથું ત્હેની છાતી ઉપર ત્હેણે નિશ્ચિન્તપણે મૂક્યું."

"કંડક્ટરે કોટની બાંહ્ય વડે પોતાની આંખ્યો લૂંછી."

"તે ધીમેથી બોલ્યો: "મ્હારી ભૂલ્ય થઈ. હમારાં સ્ટેશનોના લિસ્ટમાં સ્વર્ગનું નામ નથી, પણ મ્હને લાગેછે કે આ રસ્તે જ તે આવેલુંછે." §

[ तद्दूरे હતું तद्वन्तिके બન્યું. ]

*

કંડક્ટરની સાથે જ હું મ્હારો અશ્રુસંયમ સાચવીશ.

હેના વચનની એક અનુપૂર્તિ કરું ?

આ રસ્તે જ સ્વર્ગ આવેલુછે તે એક દૃષ્ટિયે અપૂર્ણ દર્શન છે. એ સ્વર્ગ હવે આગળ, દૂર, નથી. અહિં જ સ્વર્ગ આવેલુંછે; જ્યહાં હાવા દિવ્યભાવ રેલતું દશ્ય પ્રગટ થયું ત્યહાં સ્વર્ગ પ્રત્યક્ષ નહિં તો શું ?

જ્યહાં છોકરાને રૂપાન્તરે મા મળી, જ્યહાં બાઈને રૂપાન્તરે પુત્ર મળ્યો, ત્યહાં મહાન્ પિતાની સ્વર્ગભૂમિ હતી.

*

આ જીવનમાં હાવાં ખૂણાખોચરિયાં સ્વર્ગનાં દર્શન, જોવા જનારને, થયા વિના રહેતાં નથી. ના જોનારને અદશ્ય જ છે. માટે જ કહ્યું: तद्दूरे तद्वन्तिके ॥

પેલી બાઈયે બાલકને આશ્વાસન આપતાં કહ્યું: 'હું પણ વાટ્ય જોઈ જોઈને કંટાળીછું;' હું કહુછું: હું નથી કંટાળતો અને નહિ કંટાળું. કારણ ?

કારણ: तद्दूरे तद्वन्तिके.

---

§ The Bombay Guardian ના એક અંગ્રેજી લેખ ઉપરથી આ કથા ભાષાન્તર રૂપે એપ્રિલ–મે ૧૯૧૩ ના 'જ્ઞાનસુધા'માં પ્રગટ થયેલી–તે આ સ્થળે પુનઃ સ્થાપુંછુ.

## (૧૯)

## લીલાનું સંકેલન

The eternal surge
Of time and tide rolls on, and bears afar
Our bubbles.

(Byron: Don Juan, xv, 91)

વ્હેતો કાળ અનન્ત
લઈ નિજ પટ ઊભરાતો,
લઈ જાતો એ તો અતિ દૂર
ઉદધિ માનવબુદ્બુદ નિજ પૂર.

(નૂપુરઝંકાર: 'જીવન'.)

આ મ્હારી લેખમાળાના આરમ્ભમાં બુદ્બુદ, તરંગ, આવર્ત, વગેરેને સલિલના (સાગરસલિલના) વિવર્તરૂપે નિદર્શિત કર્યા હતા. ઉપરની બાયરનની પંક્તિયોમાં કાળનો ઉદધિ માનવબુદ્બુદને દૂર, દૂર, પોતાના પૂર ઉપર ઘસડી જતો કહ્યોછે. આ બંને કથનોને સમન્વિત કરીશુ? માનવજીવન કાલસિન્ધુના પટ ઉપર ઘસડાતા બુદ્બુદ, તરંગ, જ ગણાય, એ વિવર્તો વિલીન થતાં આપણે દુઃખ શોક કરવો એ વાજબી ગણાય કે કેમ? હમણાં જ એક સુન્દર બુદ્બુદને કાલસિન્ધુ હમારા ખોળામાંથી ઘસડી ગયો! મ્હારા જીવનમાં એ બુદ્બુદે શા શા ઇન્દ્રધનુષ્યના રંગ ચમકાવ્યા હતા! અને–અને–

એક ક્ષણમાં જ એ બુદ્‌બુદ નાબૂદ થઈ ગયો !–નાબૂદ ? ના–અદૃશ્ય થયો, મ્હારી સ્થૂલ દૃષ્ટિને અદૃશ્ય; બાકી એ તો દૂર, દૂર, અતિ દૂર, અનન્તતાના સિન્ધુમાં નવજીવન લઈને, સ્થિરજીવન સેવેછે. પછી શોક કેમ કરું ? છતાં એ ઐહિક બુદ્‌બુદનાં સ્મરણો તો મ્હારા હૃદયને સિક્ત કર્યા કરશે. કે હું એ સ્મરણોનો પણ વિનાશ જોઈશ ? ભલે ભૂલવાનુ ભૂલાય; ના ભૂલવાનું કદી ના ભૂલાશો. ભૂલવું અને ના ભૂલવું એ બે ક્રિયાઓ સંયુક્ત કરવાની કળા શીખવનાર એક મહાન્ જાદુગર છે. ત્હેને મ્હેં મ્હારો ઉસ્તાદ કર્યોછે. એ ઉસ્તાદે આ કળા અર્પવા માટે મ્હારી કને ભારે ભારે મૂલ માગ્યાંછે. લીધાંછે, મ્હેં વગર ફરિયાદે આપ્યાંછે.

છતાં હૃદયમાં પસરતી શાન્તિના સાગરના ઊંડાણમાં નિગૂઢ વડવાનળ કેમ પોતાનું પોત પ્રગટ કરતો હશે ? પરંતુ અત્યન્ત ઉષ્ણતા અને અત્યન્ત શીતતા એ બેમાં ઐક્ય હોયછે, એમ ભૌતિક શાસ્ત્રનો નિયમ છે, તે માનવહૃદયના ભાવપ્રદેશમાં પણ રૂપાન્તરે પ્રવર્તેછે; સુખ અને દુઃખ એ બંનેની અંદર એક બીજાનો પ્રતીકાર (antidote) નિગૂઢ રાખવાની વિશ્વનાથની દયાળુ યોજના છે. એટલે દુઃખમાં હું સુખબીજ જોઈ આશ્વાસન મેળવુંછું. સત્તર, ઓગણીસ વર્ષ ઉપર મ્હારા જીવનમાંના બે પ્રિય બુદ્‌બુદો કાલસિન્ધુના પટ ઉપર ઘસડાઈ ગયા; આટલી લાંબી મુદતે ત્રીજો બુદ્‌બુદ દૂર દૂર તણાઈ ગયો. એ અનુભવમાં પ્રભુની દયામય યોજના જોવાનું સામર્થ્ય એ જ આપેછે. પેલા બે બુદ્‌બુદો સિન્ધુના જલપટમાંથી ચાલીને વ્યોમપટમાં દિવ્ય દીપ્તિમય તારકરૂપ ધારણ કરેછે, અને મૂક સન્દેશોનાં આશ્વાસનો મ્હારા આત્મામાં રેડેછે. તે જ રીતે આ ત્રીજો બુદ્‌બુદ પણ કરશે એ શ્રદ્ધાને હું અન્ધશ્રદ્ધા ગણતો નથી. એક, બે એમ ગણવાને બદલે, એક બે ને ત્રણ ગણીને વ્યોમમાં તારકત્રયનાં ગૂઢ દર્શન હું કર્યા કરીશ.

*

Bubbles (Soap-Bubbles)-સાબુના શીણુના બુદ્‌બુદના અનુપમ ચિત્રનો ઉલ્લેખ મ્હેં વિવર્તલીલા અંક ૨ લામાં કર્યોછે. હું ક્ષણભર એકાએક, એ ચિત્રમાંનો સુન્દર બાલક બની જાઉંછું, અને ભૂંગળીમાંથી ઇન્દ્રધનુષ્યના રંગ લેતા બુદ્‌બુદો ઉડાડુંછું. અને હેમાંના ત્રણ બુદ્‌બુદોને ઉંચે, ઉંચે, ઉડી જતા દેખુંછું; ઉડી જઈને વ્યોમ-મંડળમાં દિવ્ય તારકરૂપ ધારણ કરીને સ્થિર સ્થાન લીધેલા દેખુંછું. આ મ્હારા હૃદયના ઊંડાણમાંનો અનુભવ અન્યજનોની કલ્પનામાં શી રીતે ઉતારાશે ? હું Spiritualist (આત્મદર્શનવાદી) નથી; છતાં હું એ ઉડી ગયેલા આત્મબુદ્‌બુદોનું માનવ મધ્યસ્થ (Medium)ની મદદ વિના દર્શન કરી સકુંછું; મ્હારો મધ્યસ્થ તો માનવ મધ્યસ્થોને દેશપાર કરનારો મહાન્ પ્રભુ છે. બુદ્‌બુદને સ્થિર તારકરૂપ આપનારો, એ તારકને દિવ્યચક્ષુથી પ્રત્યક્ષ કરાવનારો એ મધ્યસ્થ છે. તો પછી શા માટે હું અશ્રુધારાનો આશ્રય લઉં ? મ્હારે નિર્બલ નથી થવું, બલવાન્ થવુંછે. नायमात्मा बलहीनेन लभ्यः એ શ્રુતિવચનમાં પ્રાપ્તિનો વિષય પરમાત્મા ભલે હોય; બાલ્યદૃષ્ટિને ક્ષુદ્રવત્ પ્રિય બુદ્‌બુદોને પણ એ જ પરમાત્માની પ્રાપ્તિનાં સાધનો ગણીને પ્રાપ્તિવિષય બનાવાશે.

---

મ્હારા પ્રિય બુદ્‌બુદો આ ચિત્રપટમાંથી ભૂંસાઈ ગયા, તો પછી હવે નવા નવા વિવર્તોનાં દર્શનનો લોભ હું તજી દઈશ અને આ વિવર્તલીલાને આજે સંકેલી લઈશ. એ સંકેલનની પૂર્ણાહુતિમાં અતિ મધિાં પ્રિયજનોની આહુતિ અપાઈછે, એ આહુતિ આપતાં હૃદયમાં સંકોચ નથી, કામના કશી નથી, કામના ગણો તો એક જ છે:

માત્ર જીવી રહ્યો હું મહાશાન્તિની એક આશે.

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

---

# ટિપ્પણી

## (વિવર્તલીલાની)

વિ. લી. ૨.

પૃ. ૧. एकोरसः करुण एव ૪. વાળો શ્લોક–ઉત્તરરામચરિતના અંક ૩ જામાં ૪૭ મો છે. એ અંકમાં રામના હૃદયનાં વિવિધ ભાવ-સંચલનો જોનારી તમસાની આ ઉક્તિ છે. મ્હેં મ્હારા પ્રયોજનમાં એ શ્લોક ગોઠવ્યોછે.

પૃ. ૨. ઉત્તરભાગ.–હું લખતો હતો ત્હેમાં પાછળ રહીને જોઈને સૂચના થઈ તે કાર્યનિમગ્ન મનથી સહન ના થવાથી આમ મૃદુ વિરોધ-દર્શક વચન છે.

પૃ. ૫. The still sad music of humanity. આ વડ્‌સ્વર્થની પ્રખ્યાત પંક્તિ છે. Lines written near Tinturn Abbey નામના કાવ્યમાં છે. સંદર્ભપંક્તિયો આ પ્રમાણે છે:

"For I have learned
To look on Nature, not as in the hour
Of thoughtless youth, but hearing often times
The still sad music of humanity,
Nor harsh nor grating, though of ample power
To chasten and subdue."

પૃ. ૮. "Soap-Bubbles" ચિત્રનો ચિત્રકાર તે Sir John Everett Millais. હેનો જન્મ ઈ. સ. ૧૮૨૯ માં, મરણ ૧૮૯૬ માં. Royal Academy તરફથી જુદા જુદા પ્રકારની પ્રતિષ્ઠા મેળવીને છેવટે ૧૮૯૬ માં એ સંસ્થાના પ્રેસિડેન્ટની પદવી હેણે પ્રાપ્ત કરી હતી. પ્રસ્તુત ચિત્રનો ઇતિહાસ રસમય છે; એ ચિત્ર કોઇ રીતે વ્હેપારના વિષય તરીકે ચીતરાયું ન્હોતું. (જાહેર ખબર છપાવવા માટે ચિત્રકારને ઘણું ભારે મૂલ મળ્યું હતું. એ વચન વિ. લી. માં ભ્રમથી જ, અને લોકોની કિંવદન્તીને આધારે લખાયુંછે. વસ્તુસ્થિતિ મિલેના જીવનચરિતમાંથી અહિં ઊતારુંછું.) મિલેનો ન્હાનકડો પૌત્ર, વુઇલી જેમ્સ, હેને બહુ વ્હાલો હતો; એ બાળક એક દિવસ એક નળીમાંથી સાબૂના ફીણના પરપોટા ઊરાડતો મિલેની નજરે પડ્યો; તે જ ક્ષણે હેને થયું: આ કેવું સુન્દર ચિત્ર બની સકે ? અને તરત હેને ચીતરવા બેઠો, પરપોટા અને બધી સામગ્રી સાથે. એ ચાર વર્ષનો બાલક ઉલ્લાસથી સંમુખ બેઠો; દાદો હેને હેની પ્રિય Fairy Tales ('પરી'ઓની કથાઓ) કહેતો જાય ને ચીતરતો જાય. ઘણા ટૂંકા વખતમાં ચિત્ર પૂરું થયું. સાબૂના પરપોટા દાખલ શી રીતે કરવા—એ મુશ્કેલી ઊભી થઈ. પોતાને મનગમતી રીતે ચીતરતાં ચિત્રકાર્ય માટે એ બહુ ક્ષણભંગુર જ હોય; તેથી એક કાચનો ગોળો પૈદા કર્યો, અને ખરા પરપોટા જેવા જ રંગ અને પ્રકાશ ચિત્રમાં આણ્યા.

થોડા દિવસ પછી સર વુઇલિયમ ઇનગ્રામ મિલેના ચિત્રખંડમાં આવ્યો; આ ચિત્રથી મુગ્ધ થયો; અને Illustrated London News પત્ર માટે ચિત્ર ખરીદ કર્યું, હેનાં બીજાં ચિત્રો Graphic વગેરેને વેચેલાં તે આધારે, અને ચિત્રને પૂર્ણ ન્યાય મળશે એ વિશ્વાસથી, મિલેએ કબૂલ કર્યું, આગળ ઉપર હેનું અને હેના કૉપીરાઇટનું શું થશે તે બાબતની કશી દરકાર રાખી નહિ.

પેલા પત્રમાં ચિત્રનો ઉપયોગ કર્યા પછી, પત્રના માલિકોએ એ ચિત્ર Pears & Co. ને વેચ્યું. એ કંપનીનો મેનેજર, બૅરેટ, મિલેને

મળવા ગયો; રંગીન નમૂના (એ ચિત્રના) બતાવ્યા; મિલે પ્રથમ તો બહુ ગુસ્સે થયો,—મ્હારી કલાનો આ ઉપયોગ! પરંતુ કાયદા પ્રમાણે પોતાનો કાંઇ હક રહ્યો નહોતો, તેથી નમૂના જોવાને લીધા તો ખરા. હેના સૌન્દર્યથી ગુસ્સો કાંઈક શમ્યો; નમૂનાનું સૌન્દર્ય સ્વીકાર્યું; અને આ પ્રકારનો ઉપયોગ કરાશે તે માટે ખેદ દર્શાવીને, એ ગૃહસ્થને વદાય કર્યો.

સચિત્ર જાહેર ખબરની પ્રતો ફેલાઈ; કેટલાક અદેખા લોકોએ મિલેની નિન્દા શરૂ કરી; કલાને અધમ બનાવી, ઇત્યાદિ આક્ષેપો કર્યા. પરંતુ એક ખરેખરી ભયંકર નિન્દક બાઇ પ્રગટ થઈ: Sorrows of Satan નામની પોતાની વાર્તામાં મારી કૉરેલીએ એક પાત્રના મુખમાં આ ચિત્ર સંબન્ધે મિલેના ઉપર નિન્દા અને તિરસ્કારનાં વચનો વર્ષાવડાવ્યાં. મિલેને એ બાઈ જોડે સહેજસાજ ઓળખાણ હોવાથી, પત્ર લખીને ખરી હકીકતથી હેને વાકેફ કરી. હેણે ઉત્તરમાં ભરપૂર ક્ષમાપ્રાર્થના કરીને મિલેનાં વખાણ કર્યાં; બંને મિત્ર બન્યાં; અને એ વાર્તાની નવી આવૃત્તિમાંથી પેલાં નિન્દાવચનો બાતલ કરવાનું વચન આપ્યું.

(વધારે વીગત Life and Letters of Sir John Millais, એ હેના પુત્રે લખેલા પુસ્તકના બીજા ખંડનાં પૃષ્ઠ ૧૮૬–૧૯૧ માં મળશે)

वि. ली. २.

પૃષ્ઠ. ૧૦–૧૧. આ દેખતભૂલીની રમત મ્હને મ્હારા બાલ્યકાળમા મ્હારા પિતાએ બતાવી હતી.

પૃ. ૧૧. પૅરા ૨. અતિભૌતિક–વ્યાકરણનિયમની પૂજા કરનારા મ્હારા એક મિત્રે કહ્યું: આતિભૌતિક એમ રૂપ જોઇયે, મ્હેં ઉત્તર આપ્યો: अतिभूतने પ્રત્યય क લાગીને રૂપ આ નથી કર્યું; પણ भौतिक (भूतने क પ્રત્યય લાગીને) થયું ત્હેની પૂર્વે अति લગાડવાથી થયુછે; भौतिकमतिक्रान्त अतिभौतिकम् એમ. મિત્રે અગમ્ય મૌન ધાર્યું.

પૃષ્ઠ ૧૫-૧૬.—"સ્નેહીઓનાં સહજીવન" એ મ્હારો લેખ 'વસન્ત' માઘ સં. ૧૯૭૦ માં આવેલોછે. તેનાં પૃષ્ઠ ૧૭–૨૩ માં આ ટીપ-ણ્ણા વિશે લંબાણથી ચર્ચા છે.

પૃષ્ઠ ૧૬–વચલો પરિ. આ વિ. લી. નો ખંડ ઈ. સ. ૧૯૧૮ ના અવસાન ભાગમાં લખાયલો તે વખતે રાષ્ટ્રીય સંચલનને અંગે ભરતખંડમાં પક્ષો વચ્ચે વિશેષ વૈમનસ્ય થયેલું, તે સ્મરણમાં આણવું.

પૃષ્ઠ ૧૭—हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम्.

'ઉત્તર રામચરિત', અંક, ૬, શ્લો. ૩૨.

'રામાયણમાંથી' કુશે રામની આગળ ગાઈ સંભળાવેલા બે શ્લોકો-માંનો બીજો.

वि. ली. ३.

પૃષ્ઠ ૧૯ પ્રથમ પરિ. આ સંબન્ધે ડૉ. લાયન્સના Medical Jurisprudenceમાંથી પ્રકરણ ૨૩, પૃ. ૩૨૩ જુવો.

પૃષ્ઠ ૨૪ વચલો પરિ. Anthropomorphism—( वि. ली. ૧૬ માં પણ આ શબ્દ છે; તે માટે અહિં ટીપ જોઈ લેવી ).

આ સ્વરૂપદર્શનથી વિપરીત દર્શન, માનવમાં ઈશ્વરના ધર્મ આરોપવા, એ માટે અંગ્રેજી શબ્દ Deomorphism મ્હેં એક સ્થળે યોજ્યોછે. ( "સ્નેહીનાં સહજીવન" એ મથાળાનો મ્હારો લેખ 'વસન્ત' માઘ ૧૯૭૦ ના અંકમાં છે તે લેખનું છેવટનાં પૃષ્ઠ ૧૪–૧૬ જુવો. ) ત્યહાંની ચર્ચાનો નિષ્કર્ષ આ:

" માનવધર્મારોપણ પરમાત્માને વિશે સર્વ સ્વરૂપદર્શનમાં થતું નથી. દયા, ક્ષમા, ઇત્યાદિ ગુણોમાં એ આરોપણ નથી પ્રવર્તતું. વ્યવસ્થા કાંઈક આમ છેઃ અમુક સ્વભાવ, ધર્મ, પરમાત્મા અને માનવના સહિયારા જેવા છે, અમુક પરમાત્માના આગવા છે અને અમુક માનવના છે. જેમકે, ચેતન અને ચેતનના અંગના અધિકાર, તેમ જ

સાત્વિક ધર્મ બંનેને સહિયારા છે; અલક્ષ્યત્વ, પરિપૂર્ણત્વ, સર્વશક્તિમત્ત્વ ઇત્યાદિ ધર્મ પરમાત્માના આગવાછે; અલ્પજ્ઞત્વ, અપૂર્ણત્વ, અલ્પ-શક્તિમત્ત્વ, ઇત્યાદિ ગુણ માનવના આગવા છે. આ વ્યવસ્થામાં દયા, ક્ષમા ઇત્યાદિ ગુણ બંનેના સહિયારા ગણાશે. તથાપિ પ્રમાણ અને કાંઈક અંશે સ્વરૂપ એ બે બાબતમાં એ ગુણોમાં પરમાત્મા અને માનવ વચ્ચે પણ ભેદ આવેછે જ. માનવના દયા ક્ષમાદિક ગુણો પરમાત્મામાંથી પ્રાપ્ત થયેલાછે એટલે એ ગુણો પરમાત્મામાં આરોપી માનવ anthropomorphist (માનવધર્મારોપક) થતો નથી, પણ પરમાત્મામાંથી એ ગુણો લઈ પોતે Deomorphic (ઈશ્વર ગુણધારી) થાયછે."

આ Deomorphic શબ્દ રા. વિશ્વનાથ મગનલાલ ભટ્ટના "પારિભાષિક શબ્દકોશ" માં દાખલ કરાયોછે. તે દાખલ કરતા પ્હેલાં મ્હારી સાથે હેમનો પત્રવ્યવહાર થતાં (જાણ્યામાં પ્રો. બ. ક. ઠાકોરને એ શબ્દમાં દૂષણ જણાયલું તે લક્ષમાં રાખીને) મ્હેં નીચે પ્રમાણે ખુલાસો કર્યો હતો:—

"આ શબ્દ અંગ્રેજી કોશમાં નથી તે હું જાણુંછું. મ્હે ખાસ હેતુથી એ નવો શબ્દ ઘડયોછે. હેવા ઘડતર માટે યોગ્ય મર્યાદામા સર્વને હક છે,–પ્રયોજન ઉત્પન્ન થાય ત્ય્હારે. (ઉદાહરણ–મ્હેં pathogenisis ના સામ્ય ઉપર phonogenisis શબ્દ ભાષાશાસ્ત્રાન્વેષણમાં યોજ્યોછે; તેમ બીજા વિષયમાં બને).

"વાંધો માત્ર એક નીકળે–hybrid પણાનો (ભાષાસંકરનો); એક ભાગ ગ્રીક ભાષાનો બીજો લૅટિનનો એમ. તે માટે ઉત્તર એ કે હેવા hybrids ઘણીવાર યોજાયછે;–છતાં એ દૂષણ ખૂંચતું હોય તો theomorphic એમ ફેરવવાને હું તૈયાર છું,"–('પારિભાષિક શબ્દકોશ,' પૂર્વાર્ધ, પૃ. ૫૧–૫૨ ફુટનોટમાં આ ખુલાસો પ્રગટ થયોછે.)

વિ. લી. ૪.

પૃ. ૩૧. The true, the Beautiful, and the Good

સત્ય સુન્દર અને સાધુ

એ ત્રિવિધ આદર્શની પછાડી પરમેશ્વરનાં સ્વરૂપલક્ષણ.

આ સ્વરૂપદર્શન અન્ય કલાકારોની કૃતિમાં જુદે જુદે રૂપે, પણ સુન્દર આકારમાં, સુન્દર કલ્પનામાં, જોવામાં આવેછેઃ

(૧) ન્હાનાલાલ કવિકૃત 'વિશ્વગીતા'માં આ પ્રમાણે છેઃ

(क) "રંભાઃ જુવો ને જલની લહરી લહરીમાં,
રેખારેખામાં તરેછે પુણ્યનાં અણુરેણુઓ;
જાણે રત્નો વાટી રજ વેરી હોય ને!
વીણવા મથું છું ક્યહારની,
પણ ઝાલ્યો ઝલાતો નથી રતન પરમાણ."
(પૃ. ૧૦૫)

(ख) "મેનકાઃ આ પુણ્યકિરણોને ઝાલવા જતાં યે
ઝલાયછે આ જલોર્મિયોઃ
ને એ યે સરી જાયછે
અંજલિ અંજલિમાંથી,
એવી છે ગેબની ગહનતાઓ.
મોંઘેરી છે મનુષ્યને આવડત
આત્મતત્ત્વને ઝીલવાની કે ઝાલવાની."
(પૃ. ૧૦૮)

(ग) "રંભાઃ સૌન્દર્યોપાસક એક રસિકરાજ કહેતા'તાઃ
'ઝાલવા તો જાઉંછું સૌન્દર્યને,
ત્ય્હાં કરમાં ઝલાયછે શરીરઃ
પીવા જાઉંછું રસને,
ત્ય્હાં પીવાય છે પાર્થિવતા."
(પૃ. ૧૦૭)

અહિ (ग)વાળા ઊતારામાં સૌન્દર્યતત્ત્વની અગ્રાહ્યતા, ગ્રહણ કરવા જતાં થતી નિષ્ફળતા, એ સૂક્ષ્મ તત્ત્વ અને એ તત્ત્વને ધારણ કરનાર પાર્થિવ પાત્ર એ બે વચ્ચે મહાન્ અંતર;—એમ સૂચના છે. ને તે **સૌન્દર્ય**ની ભાવના માટે.

અને (क) અને (ख)વાળા ઊતારામાં પુણ્ય (અર્થાત્ वि. ली. માં નોંધેલી ત્રણ ભાવનામાંની સાધુ (Good)ની ભાવના) વિશે એ જ પ્રકારનું અગ્રાહ્યત્વ, સરણશીલતા, અને માનવની એ ગ્રહણ માટે અશક્તિ,—એમ સૂચના છે. ને તે સૌન્દર્ય માટે નહિ, પુણ્ય (સાધુ) માટે.

પછી સુન્દર અને સાધુ એ બેનો એક દર્શને વિનિમય સધાય તે જુદી વાતઃ સુન્દર તે જ પુણ્ય, અને પુણ્ય તે જ સુન્દર—એમ.*

(૨) "નૂપુરઝંકાર"માં 'ભાવનાસૃષ્ટિ' કાવ્યમાં કાંઈક આ પ્રકારનું તત્ત્વદર્શન છે, પણ પ્રકારાન્તરે તે પ્રગટ કરાયુંછેઃ

જીવનને ઉચ્ચ બનાવનારી ભાવનાઓ માનવના હાથમાંથી સિદ્ધિ સમીપ આવવાની સાથે જ સરી જાયછે; એ ભાવનાઓનાં પ્રતીકો (symbols) સૌન્દર્યનાં જ દૃશ્ય રૂપો, દિવ્યભૂમિનાં કુસુમો તથા ફળો, શુક્રતારા, ઉષા, સ્પર્શ કરતાં વાંત સરી જઈ વિલુપ્ત થાયછે, અને અન્તે હેનાં દર્શન, પ્રાપ્તિ અને સહભોગ પરભૂમિમાં જ થાયછે; એમ તત્ત્વદર્શન ત્ય્હાં કર્યુંછે.

(૩) કલાપીના 'શિકારીને' નામના કાવ્યમાં આ તત્ત્વનું દર્શન, કાંઈક ધૂમ્રદૃષ્ટિથી અને સ્થૂલ પદાર્થને વળગી રહીને, કરાવ્યુંછે. પંખી, ફૂલ, લતા, ઝરણાં, તરુ,—એ સર્વ સૌન્દર્યના સ્થૂલ પદાર્થો ઉપર ક્રૂર વ્યવહાર કર્યાથી સૌન્દર્યનો નાશ થાયછે; એમ સામાન્ય સિદ્ધાન્ત સ્થાપીને સુન્દર પક્ષીને તીરથી મારવા ઉદ્યત થયેલા શિકારીને કવિ રોકેછે; વસ્તુતઃ શિકારી તો પક્ષીને ખાદ્ય પદાર્થ તરીકે લેવા માટે

* cf. "Beauty is truth, truth beauty"
(Keats: Ode to a Grecian Urn; છેલ્લી પંક્તિયો).

તીર તાકેછે, તે વાત ભૂલી જઈને કવિની કલ્પના જુદે માર્ગે જાયછે; પક્ષીનું સૌન્દર્ય કરગત કરવું હોય તો કહેછેઃ

પક્ષીને પામવાને તો છાનો તું સુણ ગીતને,

આમ વિચારભ્રમના ક્રમથી વળી આગળ બીજી ભ્રમપદવીમાં ચઢેછેઃ "સૌન્દર્યો પામતા પ્હેલાં સૌન્દર્ય બનવું પડે."

અહિં પ્રાપ્ત કરવાનું સૌન્દર્ય તે સૌન્દર્યનું સૂક્ષ્મરૂપ નહિ, પણ સુન્દર પક્ષીરૂપી જડ પદાર્થ; અને 'સૌન્દર્ય બનવું' એ વચનમાં સૌન્દર્ય શબ્દનો અર્થ હૃદયના કોમલ ભાવ–અર્થાત્ સાધુ ભાવના–એમ વક્તવ્ય જણાયછે. સુન્દર, સાધુ, અને સત્ય એ ભાવનાત્રયનો પરસ્પર વિનિમય કરાય એ સ્વરૂપદર્શનનો અહિં સંપર્ક નથી, વિચારશિથિલતા જ છે. પુણ્ય અને સૌન્દર્ય એ બે ભાવનાઓનો તત્ત્વદર્શી વિનિમય-સંચાર નથી, ધૂમ્રદર્શનનું સ્ખલન જ છે.

(૪) આમ ભિન્ન ભિન્ન દર્શનોને બાજૂ ઉપર જ રાખીને સૌન્દર્યના સૂક્ષ્મસ્વરૂપનું જ એક વિચ્છિન્ન દર્શન છેઃ પ્રત્યક્ષ જગત્માંના દૃશ્ય સૌન્દર્યોમાં સૂક્ષ્મતમ સૌન્દર્ય ઉષા અને "ગગન રંગ સન્ધ્યાભ્રના"માં જોઈને પણ એ સૌન્દર્યદૃશ્યોને કરસ્પર્શ કરવાનો લોભ તજીને, એ દૃશ્યમાં પણ એક પ્રકારની જડતા જ છે, ત્હેની પાર સૂક્ષ્મતમ સૌન્દર્ય-તત્ત્વ વસેછે, ત્હેનું જ પૂજન કરવાનો મનોરથ "સૂક્ષ્મ સૌન્દર્યનું પૂજન" એ નામના કાવ્યમાં પ્રગટ કરાયોછેઃ

"કરાઙ્ગુલિ વડે કદી અડકવા ન ઇચ્છા ધરું,
રખે જ જડ સ્પર્શથી મધુરતા હું હેની હરું!"

આમ સ્પર્શથી કલુષિત કરવાને અનિચ્છુ કવિ-ભક્તને એ સૂક્ષ્મતમ તત્ત્વનું પૂજન તો કરવુંછે; તે માટે નવો માર્ગ સોધી કાઢીને કહેછેઃ

"જુઓ! ગગનમાં ન્હણે સતત ગાન ગાતું ચઢે,
ઉષાચરણમાં ધરે મધુરગીત, ચંડોળ એ;
અલભ્ય રવમાધુરી ગગનરંગ સંગે ભળે,
અભેદસુખ સાધતી અતુપ એમ પૂજા ધરે.

વિહંગમ જ એ તણો સતત સાધું આનન્દથી
અમોલ સહચાર, ને કરું હું અર્ધ્યપૂજાવિધિ;
અમૂલ્ય મુજ પૂજનો વિરલ સૂક્ષ્મ સૌન્દર્યનાં,
થજો સફલ, ના થજો, ફળ તણી નથી કામના."

["વસન્ત-રજત-મહોત્સવ-સ્મારક ગ્રન્થ"ના પૃ. ૧૨-ઘ તથા ક માં આખું કાવ્ય જોવું હશે તો જોવાશે.]

અહિં સૂક્ષ્મતમ સૌન્દર્યનું શુદ્ધતમ સ્વરૂપ એક પ્રકારની Psycho-aesthetic (રસિકમાનસશાસ્ત્રની) રસાયન ક્રિયાથી છૂટું પાડવાનો પ્રયાસ છે.

**પૃષ્ઠ ૩૨—પંક્તિ છેલ્લી** 'દ્વીપદશા'.—આ સંબન્ધે પાછળ વિ. લી. ૨, પૃ. ૧૫ માને અંગે કરેલી ટિપ્પણી જુવો.

**વિ. લી. ૬.**

**પૃષ્ઠ ૩૫—પંક્તિ ૧ લી** મંડૂકપ્લુતિ, મંડૂકપ્લુત; મંડૂક=દેડકું, પ્લુતિ=કૂદવું, કૂદકો, દેડકો જેમ વચમાંના ક્રમ ઓળંગી જઈને કૂદે છે તેમ; વચમાંના વૃત્તાન્ત જોડે સંપર્ક ટાળીને બે છેડાના વૃત્તાન્તો સામ્ય, પુનરુક્તિ, ઇત્યાદિ સંબન્ધથી જોડાય, તે પ્રકાર માટે આ શબ્દ યોજ્યો છે. જીવનશાસ્ત્રમાં પિતાનાં ગુણલક્ષણો પુત્રને ઉતરે તેમ ના થતાં, પિતામહનાં, પ્રપિતામહનાં,—એમ વચમાંના પૂર્વજ ટાળીને, ગુણલક્ષણ પ્રગટ થાય ત્હેને અંગ્રેજીમાં atavism કહે છે, તે માટે પણ મંડૂકપ્લુતિ શબ્દ હું યોજું છું.

**પૃષ્ઠ ૩૬**—સુગન્ધમય કોશ. આત્માને વેષ્ટિત કરી રહેલા પંચકોશ વેદાન્તદર્શનમાં કહેવાયા છેઃ ૧. અન્નમય કોશ (=સ્થૂલ શરીર), ૨. પ્રાણમય કોશ (=પંચપ્રાણનું વેષ્ટન), ૩. મનોમય કોશ (=જ્ઞાનક્રિયા કરનાર વેષ્ટન) ૪. વિજ્ઞાનમય કોશ (જ્ઞાનનું વિશિષ્ટ રૂપ આપનાર વેષ્ટન); [૨, ૩, ને ૪ તે લિંગ શરીરના ઘટક છે], અને ૫. આનન્દમય કોશ (આત્મિક આનન્દવૃત્તિનું વેષ્ટન). એ ઉપરથી અહિં સુગન્ધમય કોશ શબ્દ યોજ્યો છે; તે આનન્દમય કોશ સાથે સૂક્ષ્મ સંબન્ધ રાખી શકશે.

જૂના સંસ્કાર આત્માને અલૌકિક આનન્દથી વીંટી લેછે એમ ભાવાર્થ બતાવવાને, સુગન્ધ તે આનન્દપ્રદ સૂક્ષ્મ પદાર્થ હોવાથી સુગન્ધમય કોશ એમ કહ્યુંછે. આમ 'કોશ' સંબન્ધે નવીન યોજના કરવામાં હું અપૂર્વ નથી. રા. આણંદશંકરે 'રસમય કોશ' એમ યોજના પ્રયોજનપરત્વે કરેલીછે; 'સ્મરણસંહિતા'ના રસદર્શન વિશે લખતાં એઓ લખેછે:

"એથી મ્હને આનન્દ આવ્યો અને પ્રો. બલવંતરાયને 'ચ્હીડ' ચઢી એ હમારા રસમય કોશના બંધારણમાં એક બીજાથી ઉલટી કોઇક અદ્ભુત રચના સૂચવેછે."

('વસન્ત,' આશ્વિન ૧૯૮૨ પૃષ્ઠ ૬૩૨૬ પ્રાસંગિક નોંધ–'એક માસિક મનન.')

પૃષ્ઠ ૩૬–પંક્તિ ૩. શાન્તનીરા સરિતા—શાન્તનીરા–(બહુવ્રીહિ સમાસ) શાન્ત નીર જેનું છે હેવી. પરંતુ ગુપ્ત શ્લેષ અહિ એક છે. સોલાપુર જિલ્લામાં માળશિરસ તાલુકામાં થઈને નીરા નામની નદી વ્હેછે, ત્હેના એક ભિન્ન પ્રવાહદ્વયથી બનેલા બેટમાં આ કથાનું સ્થળ છે, તેથી એ નદીનું નામ પણ ગૂંથ્યુંછે.

"આ રવવિણ વ્હેતી સરિત શાન્તનીરા સતી" એમ 'કુસુમમાળા'માં 'નદીકિનારે' નામના કાવ્યની આદ્ય પંક્તિ છે, ત્યહાં પણ આ શ્લેષ ઉદ્દિષ્ટ છે. (એ કાવ્ય એ નદીકિનારાના અકલૂજ નામના ગામમાં નદીકિનારે રચાયું હતું).

પૃષ્ઠ ૩૮. "લક્ષણશરીર"—ની કલ્પના મ્હેં કરીછે, તે માટે પૂર્વ ગ્રન્થાદિકમાંથી પ્રમાણ આપી સકાય એમ નથી. એ કલ્પના પોતાના જ ગુણદોષ ઉપર આધાર રાખશે.

તા૦ ૧૯ મી ફેબ્રુઆરી ૧૯૨૪ ને દિવસે મુંબાઈની—'ભગિનીસમાજ'માં ગોખલે સાંવત્સરિકને પ્રસંગે મ્હેં વ્યાખ્યાન કરેલું (જે 'વસન્ત' વૈશાખ ૧૯૮૦ ના અંકમાં પ્રસિદ્ધ થયુંછે), ત્હેમાં આ કલ્પનાનો પુનરુપયોગ મ્હે કર્યોછે.

પૃષ્ઠ ૩૮. ટીપ. * Objective માટે બાહ્યસ્થિત અને Subjective માટે આત્મસ્થિત એ શબ્દયોજના આ સ્થળે અર્થસંબન્ધ માગી લેછે. કલાકૃતિને સંબન્ધે 'પરલક્ષી' અને 'આત્મલક્ષી' એ શબ્દો જ ઉચિત હોઈ, તેમ હું વાપરુંછું. આ વિશે સવિસ્તર ચર્ચા 'મનોમુકુર'માં 'અસત્યભાવારોપણ' વિશેના લેખમાં પૃષ્ઠ ૨૦૪–૨૦૭ માંની ટીપમાં જોવી હોય તો જોવી.

પૃષ્ઠ ૪૧. છેવટનું વાક્ય.—પૃ. ૩૬–૩૭ મામાં યોજેલી કથા પારકા મનુષ્યને પાત્રસ્થાને મૂકીને કહીછે, તે વસ્તુતઃ મ્હારા પોતાના જ જીવનપ્રસંગને લક્ષીને છે, એ વાત મ્હેં 'સ્મરણમુકુર'ના છેવટના (મ્હારાં બે સદ્‌ગત પુત્રપુત્રીને વિશેના) લેખમાં ગૂંથીછે તે ઉપરથી વસ્તુસ્થિતિ જણાઈ આવશે. માળશિરસ તાલૂકામાં નીરા નદીના પાત્રમાંના અન્તર્દ્વીપમાં, (કળંબુલી નામના ગામમાં), મ્હારો મુકામ હતો તે વખતે પ્રસ્તુત વાર્તાલાપ થયેલો; સઘળાં નામ માત્ર કલ્પિત છે.

આ કારણથી જ લખ્યુંછે કે મ્હારા હૃદયની ગૂઢ તન્ત્રીઓ ઝણઝણવા લાગી, અને હેમાં પણ लेका तूं लेकी तूं એ શબ્દો મૃદુ માધુર્યથી ધ્વનિત થયા.–કેમકે કથાનું કલ્પિતપાત્ર લેખકથી ભિન્ન નથી; પણ કથારૂપમાં વ્યક્તિભેદ હોવાથી એકનો અનુભવ અન્યને હૃદયધ્વનિ જગાડી ભાવસંવાદ ઉપજાવેછે, એમ દેખાવ છે.

वि. ली. ६

પૃષ્ઠ ૪૨. પ્રથમ પૅરૅગ્રાફ, છેલ્લું વાક્ય.

'Kripābāi' નામની એક અંગ્રેજી વાર્તા મ્હેં East and West માસિકના જૂન. ૧૯૧૦ ના અંકમાં પ્રસિદ્ધ કરેલી હતી તે વાર્તાને અનુલક્ષણ છે.

પૃષ્ઠ ૪૫. આ દિઠીની પંક્તિયો હ. હ. ધ્રુવના 'ચન્દ્ર' નામના માસિકમાં હતી.

પૃષ્ઠ ૪૬—दिवि सूर्यसहस्रस्य ઇ.

ભગવદ્ગીતા, અધ્યાય ૧૧ મો, શ્લોક ૧૨ મો.

प्रभुमुख संमुख सर्वदा ઇ.–સ્વ. રમણભાઇ મહીપતરામના એક કીર્તનમાં આ શ્લોકાર્ધ હતું; પ્રભુને બદલે हरि શબ્દ હતો.

વિ. લી. ૭

પૃષ્ઠ ૪૭. Subjective=આત્મનિષ્ઠ. આ શબ્દયોજના માટે પાછળ પૃષ્ઠ ૩૮ ની ફુટનોટને સંબન્ધે કરેલી ટિપ્પણી જુવો.

પૃષ્ઠ ૫૦. ચર્ચાવિષય લેખના લેખકે પોતાનું નામ આપ્યું ન હોતું; 'યુવક' એમ સંજ્ઞા જ મૂકી હતી. તેથી 'યુવક' શબ્દ વાપરવો પડ્યોછે; બાકી યુવક માટે અનુભવહીન, અલ્પજ્ઞાની, એમ કટાક્ષ ઉદ્દિષ્ટ નથી.

વિ. લી. ૮

પૃષ્ઠ ૫૩. Chivalry–પ્રેમશૌર્ય. મ્હને આ ગુજરાતી પ્રતિરૂપ રુચતું નથી ત્હેનું કારણ જાણવા માટે 'ગુજરાત શાળાપત્ર' ઈ. સ. ૧૯૧૦ ની એપ્રિલમાંનો મ્હારો લેખ (માર્ચ પછીના કોઇક અંકમાં હશે તે) તથા 'વસન્ત' સં. ૧૯૬૬ના ભાદ્રપદના અંકમાંનો મ્હારો લેખ (પૃ. ૩૬૦–૩૬૧) જોવા. પૂર્વોક્ત લેખ સુલભ નહિં હોય, તેથી હેમાંનો સારભાગ નીચે ઉતારુંછું:—

'ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી 'પ્રેમશૌર્ય' અંકિત' એ કવિ નર્મદની પંક્તિનો અર્થ 'ગુજરાત શાળાપત્ર'ના લેખકે આમ કર્યો હતો: પ્રેમ અને શૌર્યથી અંકિત કસુંબી ધ્વજ ઝળળ પ્રકાશશે; × × × × પ્રેમ અને શૌર્યનાં ચિહ્નોવાળી ધ્વજા પ્રકાશશે; ગુજરાતમાં પ્રેમ અને શૌર્ય છવાઈ રહેશે, 'હેવો ધ્વનિ છે.'

આ ધ્વનિદર્શન ખોટું છે તે તો મ્હેં બતાવ્યું નહોતું; માત્ર 'પ્રેમશૌર્ય' શબ્દ વિશે મ્હેં લખ્યું હતું કે—

"અહિ 'પ્રેમશૌર્ય' શબ્દનો અર્થ, પ્રેમ અને શૌર્ય એમ બે ભાવ છૂટક છૂટક મૂક્યાથી, કથળી જાયછે. અંગ્રેજીમાં Chivalry શબ્દ છે ત્હેને માટે નર્મદ કવિયે અન્ય શબ્દ ના જડવાથી 'પ્રેમશૌર્ય' એમ કોઇક અવર્ણ્ય મિશ્રભાવ દર્શાવવાને શબ્દ યોજ્યો હતો. Chivalry-ને પ્રતિરૂપ આપણામાં સમગ્રભાવ અને તદ્દવાચક શબ્દ હતો જ નહિં. રજપૂતોની જાહોજલાલીના સમયમાં રજપૂતોના કેટલાક સંપ્રદાયો વગેરે આ ભાવની સમીપ કાંઇક આવે હેવા હતા. પણ યૂરોપના મધ્ય-કાળમાં ઉત્પન્ન થયેલી Chivalryની ભાવના માટે યથાઘટિત શબ્દ જડવો કઠણ્ છે. એ ભાવનામાં લલનાજાતિ ઉપર નિર્મમ, અશારીર, પ્રેમ અને તે અંગે ઉત્પન્ન થતાં પરાક્રમોને ઉચિત શૌર્યનું વિલક્ષણ મિશ્રણ સમાયાંછે. એ ઉપરાંત પણ વિશેષ વ્યંજના Chivalry શબ્દની છે. તે માટે પ્રેમશૌર્ય શબ્દ આખો નિર્બળ જ પડેછે. પરંતુ ત્હેને પણ પ્રેમ અને શૌર્ય એમ પરસ્પર જોડે સંપર્કહીન ભાવ છૂટા પાડી દેવાથી તો અર્થની ક્ષતિ જ થઈ જાયછે."

બીજો લેખ--'વસન્ત' ૧૯૬૬ ના ભાદ્રપદના અંકમાં આવેલો કેટલીક અન્ય સંબન્ધની ચર્ચા કરેછે. હેમાંથી માત્ર છેવટના ભાગનો ઉતારો આપુંછું: The Standard Dictionary (અમેરિકામાં પ્રસિદ્ધ થયેલી)માં Chivalry શબ્દનો ઉપયોગ થયેલું ઉદાહરણ આમ છેઃ—

"The only chivalry worth having is that which is the readiest to pay deference to the old, protect the feeble, serve womankind, regardless of rank, age, or colour."

(Louisa M. Alcott
"Little Woman")

પૃષ્ઠ ૫૩–૫૪

Yon silver beams—ઇત્યાદિ.

આ શેકસ્પીઅરની તરીકે પંક્તિયો હું માનતો હતો; પણ બહુ પ્રયાસ કરતાં તે જડતી નથી; કો'ની છે તે પણ કોઇ મ્હને કહેતું નથી. મૂળ લેખમાં કવિનું નામ લખ્યુંછે તે રદ કરવું પડશે ?

પૃષ્ઠ ૫૪

ફેળાંવાળાની પાટયો! રસ્તાની એક બાજૂએ પુષ્કળ ઢળકતી પાટયો, તે ઉપર મુખ્યત્વે ફેળાં વેચનારા કાછિયા, બાકીના ભાગમાં શાક વેચનારા, કાછિયા,—એમ ગોઠવણ હતી. ઉપરનું નામ શહેરમાં રૂઢ હતું.

પૃષ્ઠ ૫૫ છેલ્લો પેરા.

એ મિસિસ બાર્ક્લેની વાર્તાનું નામ The Wheels of Time.

પૃષ્ઠ ૫૬ ફુટનોટ.

'વસન્ત'ના એ અંકમાં પ્રસ્તુત વાર્તાનું ભાષાન્તર હતું; રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતાએ કરેલું.

વિ. લી. ૯

પૃષ્ઠ ૫૯ પ્રથમ પેરા

આ પટાવાળો કલ્પિત પાત્ર નથી. બીજાપુર જિલ્લામાં એ વ્યક્તિની વાચાલતાનો મ્હને જાતિ–અનુભવ થયેલો ચીતર્યોછે.

પૃષ્ઠ ૬૦. છેલ્લો પેરા

"પૂર્ણચન્દ્ર સૌમ્યભાવથી ચોગમ જોઈ રહ્યો હતો," આ કલ્પના નીચેની પંક્તિયોના નિગૂઢ સંસ્કારથી પ્રેરાઈ હશે ?

The moon doth with delight
Look round her when the heavens are bare.
(Worsdworth; Ode on Intimations of
Immortality, બીજો stanza).

પૃષ્ઠ ૬૧

Heard melodies are sweet—ઇ.

આ પંક્તિયો કીટસના Ode on a Grecian Urn, કાવ્યમાં છે. St. II ll.-1-2 માં છે.

પૃષ્ઠ ૬૩

"દિવ્ય નગ્નાવસ્થામાં સૌન્દર્યની દેવી ઊભી રહેછે."—

આ દર્શન માટે 'નૂપુરઝંકાર'માંના 'દિવ્યયોગિની' કાવ્યની નીચેની પંક્તિયો સરખાવવા જેવી છેઃ—

"અનન્ત આકાશ, દિગન્ત સર્વે,
ભરી પ્રભાથી રહીં એહ ગર્વે,
લાવણ્ય ના ઢાંકતી અંગ કેરું,
દિવ્ય પ્રભા એ જ દુકૂલ હેનું."

આ વર્ણન સૌન્દર્યની દેવીનું નથી,—સત્યની દેવીનું, દિવ્યયોગિનીનું, છે. ("સૌન્દર્યની દેવીને" નામનું કાવ્ય પણ 'નૂપુરઝંકાર'માં છે, પણ ત્ય્હાં આ પ્રકારના વર્ણનનો પ્રસંગ જ નથી). પણ સત્ય, અને સુન્દર એ તત્ત્વો પરસ્પર વિનિમયવડે જોડી સકાય—એ પક્ષનો આધાર લઇયે તો ચાલે.

પૃ. ૬૩-૬૪

ઘસીટખાનનો સતાર તથા કાદમહુસેનનો કહાનડાનો આલાપ એ સંબન્ધે "સ્મરણમુકુર", પૃ. ૨૮૦-૨૮૨ માં લગભગ આ તરેહના ભાવ, કાંઇક રૂપાન્તરથી, દર્શાવ્યાછે, તે જોવાથી જણાશે.

"ગગનાઙ્ગણ રમતા તારકસમ," 'હૃદયવીણા'ના અર્પણ કાવ્યમાં આ પંક્તિ જડશે; કડી ૨ જી, પં. ૮ મી.

પૃષ્ઠ ૬૫ શ્લો. (૧) 'કુસુમમાળા'નું 'અવસાન' કાવ્ય.
શ્લો. (૨) 'નૂપુરઝંકાર,' 'વિરાગિણીની વીણા'નો છેલ્લો શ્લોક.
„ (૩) લીંબડીના કવિ મીઠા ઢાડીકૃત રાસ

પૃષ્ઠ ૬૫. છેલ્લી ત્રણ પંક્તિયો,–

અહિં જરાક જ છેડાયલા પ્રશ્નની વિસ્તારયુક્ત ચર્ચા "અસત્ય-ભાવારોપણ" નામના મ્હારા લેખમાં, 'મનોમુકુર', પૃષ્ઠ ૨૩૯–૨૪૩ માં, જોવાથી વિશેષ પ્રકાશ પડશે.

વિ. લી. ૧૦

પૃષ્ઠ ૭૪. ફુટનોટ નરસિંહરાવ એમ તટસ્થવૃત્તિથી નામનિર્દેશ કરવાનું કારણ. જ્ઞાનબાલ સંજ્ઞાથી લખનારનું વ્યક્તિત્વ જુદું બતાવવાની જરૂર તે જ.

પૃષ્ઠ ૭૯. પં. ૪–૫. આ પદ્યપંક્તિ 'કુસુમમાળા'માંના 'કર્તવ્ય અને વિલાસ' નામના કાવ્યના શ્લો. ૩ ના ઉત્તરાર્ધમાંથી લીધીછે.

પૃષ્ઠ ૮૧. છેલ્લું વાક્ય.–તરંગવૃત્તિ=Fancy; કલ્પના (=Imagination)ની ઠાવકી ગમ્ભીરતા તજીને કંઈક લાઘવથી ઊડનારી કવિત્વ-પ્રવૃત્તિ તે તરંગવૃત્તિ. વિશ્વનાથ મગનલાલ ભટ્ટના પારિભાષિક શબ્દકોશ, પૂર્વાર્ધ, પૃ. ૭૫ માં આ શબ્દ વિશે જુદા જુદા લેખકોની તર્કલીલા રમૂજ ઊપજાવનારી છે.

વિ. લી. ૧૧. આરમ્ભકથા.

આ સ્વપ્નકથા કલ્પિત નથી. સાચે સાચું સ્વપ્નું, અહિં આલેખેલી વીગત સાથે, આવ્યું હતું. આટલું કહેવાનું કારણ કે કેટલાકને આ માત્ર કલાકારની કલ્પિત રચના લાગેછે.

પૃષ્ઠ ૮૨. 'અનંગતણું તણપાતીકું.' કામવાસના અને પ્રેમ વચ્ચેના ભેદનું સવિસ્તર પૃથક્કરણ 'જયાજયન્ત'ના મ્હારા અવલોકનમાં જુવો. ('વસન્ત' સં. ૧૯૭૧ ના માર્ગશીર્ષના અંકમાં પૃષ્ઠ ૬૮૨–૩.) આ મીમાંસામાં નવ વર્ષ પછીના આ 'લીલા'ના સ્વપ્નનું નિગૂઢ બીજ હશે ? પ્રભુ જાણે.

પૃષ્ઠ ૮૫. સૅરસન–ઉત્તરકાળના ગ્રીક લોકો તથા રોમનો સીરિયા અને અરબસ્તાનનાં રણમાંની ભ્રમણશીલ પ્રજાને આ નામ આપતા

હતા. ક્રિશ્ચન અને મુસલમાનો વચ્ચેના મધ્યકાળનાં યુદ્ધો (Crusades) ના સમયમાંનો આરબ અથવા મુસલમાન.

પૃ. ૮૬. सं रिं એમ ઉપરની લી'ટી તાર સહેતુનું ચિહ્ન છે.

પૃ. ૮૭. 'જેમ કાચનું મન્દિર રચ્યું' ઇ. અખેગીતા, કડવું ૧૯ મું, કડી ૭-૮.

પૃષ્ઠ ૮૭. ૐકાર વિશે વિશેષ વીગતથી કરેલી ચર્ચા મ્હારા 'ઠક્કર વ્યાખ્યાનો' માંના 'અખો' વિશેના વ્યાખ્યાનમાં જુવો. 'વસન્ત' ૧૯૮૭ ના ફાલ્ગુનના અંકમાં-મૂળ અંગ્રેજીનું ભાષાન્તર છે ત્હેમાં પૃ. ૫૭-૬૦ જુવો;-એ જ વ્યાખ્યાનો ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ એકત્ર રૂપમાં પુનર્મુદ્રિત કર્યાંછે, તે 'ગ્રન્થ અને ગ્રન્થકાર' પુ. બીજામાં છે; ત્યહાં પૃષ્ઠ ૧૯૧-૧૯૫ મે એ ચર્ચા જડશે. 'કાચનું મંદિર રચ્યું' ઇ. અને શેલીની Adonaisની પક્તિયો ફુટનોટમાં મૂકી છે તે વચ્ચેના સામ્ય વિશે પણ એ સ્થળે ઉલ્લેખ છે; પૃ. ૧૯૩ મે (ગ્રન્થ અને ગ્રન્થકાર-માં).

वि॰ ली॰ १२. આરમ્ભનો પરા.

સૌન્દર્ય, ભવ્યતા, અને ઉન્નત ભાવ-આમ ત્રિવિધ વિભાગ મ્હેં કર્યાછે તે The Sublime and the Beautiful' એ રૂઢ વિભાગકરણથી ભિન્ન પડીને. આ માટે કારણ 'હૃદયવીણા'માંના 'પ્રકૃતિરહસ્ય અને માનવખાળ' નામના કાવ્યની ટીકામાં, પૃ. ૪૧-૪૨ મે, ટૂંકામાં સૂચવ્યાંછે. મ્હારા મતને અણધારી પુષ્ટિ પ્રો. નાઇટના Philosophy of the Beautiful નામના ગ્રન્થમાં જડેછે: વિભાગ બીજો, પૃ. ૩ જામાં જુવો. એ અધ્યાપક ચાર વિભાગ કરેછે:

(૧) The Beautiful (સુન્દર); ઉદા૦ ફૂલ, રત્ન, સૂર્યાસ્ત ઇ.

(૨) The Majestic (=The grand, ભવ્ય); ઉદા૦ ઊંચા પર્વતો, સાગરમાં તોફાન, ભવ્ય દેવાલય, ઇત્યાદિ;

( ૩ ) The Sublime (આપણે માથે રહેલું તારકમય વ્યોમ, અથવા આપણા હૃદયમાં વશેલું નીતિતત્ત્વ );

( ૪ ) The Graceful (લલિત લાવણ્ય); ઉદા૰ ન્હાનો જળઘોષ, લીલાથી હાલતું ભૂર્જ વૃક્ષ, ગ્રીક ફૂલદાન; ઇ.

અહિં ઊંચા પર્વતને પ્રો. નાઇટે 'ભવ્ય' ના નમૂના તરીકે કહ્યોછે. 'હૃદયવીણા' ના કાવ્યમાં મ્હેં Sublime ( ઉન્નત ) માં મૂકયોછે; અને મહાન્ સાગરને 'ભવ્ય' માં મ્હેં મૂકયોછે. આ ત્રણ તત્ત્વો ઉપરાંત The Graceful (લલિત) નું તત્ત્વ ચોથું પ્રો. નાઇટનું તે તો વસ્તુતઃ The Beautiful (સુન્દર) ના વિભાગમાં જ અન્તર્ગત રહેશે.

પૃષ્ઠ ૯૦. ઉત્તર ભાગ. We receive but what we give. આ વચન કોલરિજના Ode on Dejection માં છે:

We receive but what we give,
And in our life alone does Nature live;
Ours is her wedding garment, ours her shroud."

પૃષ્ઠ ૯૧. પૂર્વ ભાગ.—"સૌન્દર્યનું બીજ પદાર્થની લૌતિક ઘટનામાં અથવા અતિલૌતિક ભાવનામાં; અને એ બે પક્ષના સમન્વય માટે તથા સમગ્ર પ્રશ્ન માટે પ્રો. નાઇટના Philosophy of the Beautiful Part I પૃ. ૩૨, ૧૬૨, તથા ૧૧૪-૧૧૬, અને Part II નાં પ્રકરણ ૪ તથા ૫ જોવાની ભલામણ કરુંછું.

ભૌતિક સમપ્રમાણતા અને અતિભૌતિક ભાવના એ બેનો સમન્વય ન્હાનાલાલ કવિના એક જ વાકયમાં સુભગ અને સુશ્લિષ્ટ રૂપે ગોઠવાયોછે; "કોઇ પણ વસ્તુની સુઘટિત વ્યવસ્થામાં માનવીની ઉચ્ચ ભાવનાઓને તૃપ્ત કરતું ઊંડું તત્ત્વ તરવરેછે તે સૌન્દર્ય."

"લગ્નસ્નેહનો વિશ્વક્રમમાં હેતુ"—એ લેખ; 'સંસારમન્થન', પૃષ્ઠ ૧૩.

પૃષ્ઠ ૯૩. 'કલા મધુર નાદની'—ઇ. પૃથ્વી છંદ.

પૃષ્ઠ ૯૫. Conceits–શુષ્ક તર્ક. પ્રસ્તુત ઉદાહરણોમાંથી છેલ્લા ("ગોવર્ધનભાઈ" એ કાવ્ય) ને વિશે રા. બ. કે. ઠાકોરે Conceits જે'ને પોતે 'દુરૂહ' હેવું કઢંગું નામ આપ્યુંછે તે દૂષણનો આરોપ કર્યોછે; તે હેમના 'કવિતાશિક્ષણ' નામના (સાતમી ગુજરાતી સાહિત્ય-પરિષદ્‌માં રજૂ થયેલા) વિચિત્ર નિબન્ધમાં પૃષ્ઠ ૩૮–૩૯ મે જોવા જેવો છે. વસ્તુતઃ Modern Loveમાંની પંક્તિયોનું દર્શન ને ચર્ચા એ આરોપનો રદિયો આપવા માટે જ કર્યાંછે.

દૃશ્ય સૌન્દર્યનું પરિવર્તન શ્રવ્ય સૌન્દર્યમાં કર્યાનાં બીજાં ઉદાહરણો આપું:—

(I) શ્યામ રજનિ નિજ અંગુલિ નચવે
વ્યોમપટે જે વાર,
તારકમય ગાન ચમકી એ રહે, તો એ
વાંચી સકું ન લગાર રે
ઊંડા લેખ લખ્યા ગિરિરાજ.

("હૃદયવીણા": 'પ્રકૃતિરહસ્ય અને માનવબાળ.' કડી ૨૧ મી).

"ગાનના સૂર તે શ્રવણેન્દ્રિયથી અનુભવાય છતાં તેજોમય તારાગણના રૂપમાં પ્રત્યક્ષ જોવાય, હેવી મૂર્તિ ધારતા કલ્પ્યાછે."

(સદરહુ વિશેની ટીકામાંથી).

(II) "તારલા ઉરહારના એ ગાનના સ્વર બની ગયા,
ને કરકુસુમગણ તીવ્ર કોમળ રૂપ ઝીણાં ધારતા;
ઇન્દ્રધનુના વિવિધ રંગો સાળુમાં જે રાજતા,
તે મૂર્છના સ્વરની રચી ક્ષણક્ષણ મનોહર વાજતા."

('નૂપુરઝંકાર': 'વીણાનું સ્વરમેલન'; કડી ૨૦ મી.)

I માં "ગાનના સૂરને તેજોમય તારાગણનું પ્રત્યક્ષરૂપ લેતા કલ્પ્યા છે; II માં એથી વિપરીત ક્રમ છે; તારા, કુસુમ, ઇન્દ્રધનુરંગ, એ નયનગોચર પદાર્થો શ્રવણગોચરનાદના સ્વરનું રૂપ ધારણ કરતા

કલ્પ્યાછે. પૂર્વોક્ત પ્રકારમાં સ્વર તે જાણે ઠરી જઈને તારા બનેછે, અને આ વર્ણનમાં ઠરી ગયેલું રૂપ પાછું વીખરી જઈને (તારા વગેરે) સૂક્ષ્મરૂપ સ્વર બની જાયછે; પ્રથમમાં અદૃશ્ય તે દૃશ્ય બનેછે, અહિં દૃશ્ય તે અદૃશ્ય બની માત્ર શ્રવણથી જ અનુભવગમ્ય થાયછે.

(સદરહુ ૨૦ મી કડી વિશેની ટીકા; ન. ઝં. પૃ. ૨૦૬)

પૃષ્ઠ ૯૬. 'કર્તા અદૃષ્ટક્રિય'–ઇ૦ બધી પંક્તિયો 'વસન્તતિલકા' વૃત્તમાં, માત્ર છેવટની મન્દાક્રાન્તામાં છે. 'અદૃષ્ટક્રિય;' અહિં 'ષ્ટ'નો અ ગુરુ થવો જ જોઇયે છતાં છન્દની યોજનામાં લઘુસ્થાને આવેછે, તે શ્રવણક્ષતિકર જ બનેછે.

"કદી જ ધર્મ તજ્યો નથી ક્ષત્રિયે"–એ પંક્તિમાં 'થી'ને થડકાવવાનો (ગુજરાતી ભાષા માટે) દુરાગ્રહ રાખીને, "આપણી કવિતાસમૃદ્ધિ"ના વિવરણમાં પૃષ્ઠ ૧૩૦ મે, દૂષણ જોનારા કવિ-વિવેચકની આ કૃતિમાં સમાસાન્તર્ગત સંયુક્તાક્ષરને પ્રસંગે થડકાવવામાં શિથિલતા આમ આવે એ અક્ષમ્ય ગણાય. [બાકી, બોટાદકર જેવા પ્રખર પંડિતને હાથે પણ ક્ષતિયો થઈછે; ઉદા૦

૧. રમણીનો પરિત્યાગ કર્યો ભલે

(શૈવલિની, પૃ. ૧૦૮; રામાશ્વમેધ, શ્લો. ૨)

૨. પિતૃ ઉરમાંહિં પીયૂષને રેડતાં

(શૈવલિની, પૃ. ૬૫; સીમન્તિની, શ્લો. ૧૦)

તેમ જ 'અમૃત' શબ્દમાં 'અ'ને થડકાવનારા પ્રયોગો બેએક સ્થળે દેખાયછે;–જે ક્ષતિ મ. ન. દ્વિવેદી, કાન્ત વગેરેમાં પણ નજરે પડેછે, એટલે 'ભણકાર'ની આ ક્ષતિ એકલવાઈ નહિં થઈ પડે.]

પૃષ્ઠ ૯૮. "સંયોગે જો"–ઇ૦ આ શ્લોક 'અદૃષ્ટિદર્શન' નામના કાવ્યમાં (પૃષ્ઠ ૨૪ મે) છે.

वि. ली. ९२.

વિષયોપસ્થાપક ગીતપંક્તિયો.—"અજરા કાંઈ જરી એ ન જાય" ઇત્યાદિ.

આ ગીતનો શબ્દાર્થ અને વાક્યાર્થ મ્હેં કલ્પનાવડે બેસાડ્યોછે; અને તે મ્હારા પ્રયોજનને અનુકૂળ થાયછે એટલે ખરો ગણીને સંતોષ માનુંછું.

પૃષ્ઠ ૯૯. બાદરાયણ સંબન્ધના શ્લોકનું ઉત્તરાર્ધ આમ છેઃ वादरायणसंवन्धो यूयं यूयं वयं वयम् ।

પૃષ્ઠ ૧૦૧. अनिर्भिन्नो गम्भीरत्वात्-ઇત્યાદિ. આ વચન 'ઉત્તરરામચરિત'ના ત્રીજા અંકમાં પ્હેલા શ્લોકમાં છે. વિષ્કમ્ભક શરૂ થતાં મુરલા નદીએ તમસા નદીને આ વચન કહ્યુંછે.

'આંસુડાં મુજ ઉરમાં ઝરી ઉરમાં શમે'

આ પંક્તિ 'નૂપુરઝંકાર'ના આરમ્ભમાં 'અશ્રુસંયમ' નામના કાવ્યમાંથી પાંચમા શ્લોકમાંથી લીધીછે.

पूरोत्पीडे तडागस्य ઇ૦ વાળો શ્લોક. 'ઉત્તરરામચરિત', અંક ૩ શ્લો. ૨૯ મો.

પૃષ્ઠ ૧૦૨. "વડવાનળ ઊંડો ધરી"–ઇ૦ વાળી પંક્તિયો. "હૃદયવીણા"માંના 'ઊડી ગયેલું સ્વપ્ન' નામના કાવ્યમાં ૧૦ મી કડીમાં છે.

પૃષ્ઠ ૧૦૩. પં. ૯ નહિયું=નહી, દૂધી (અમદાવાદી) વણિક્‌વર્ગમાંનો ખાસ પ્રયોગ.

છેલ્લો પૅરા—મુંબાઈના શેઠિયાએ વાઇસરોયની પધરામણીનો આનન્દ દર્શાવતાં "–ભાઈ" ઇ૦ વચન કહ્યું તે.–ભાઈ=ભોળાનાથભાઈ! એમ મ્હારા પિતાને સંબોધીને કહેલું. શેઠિયાનું નામ તો અનુક્ત જ રાખવું પડશે.

શાન્ત ગામડું—તે ઉત્તર કાનડા જિલ્લાના અંકોલા તાલુકાનું ગામ બેલીકેરી; બાળક તે મ્હારો પુત્ર નલિનકાન્ત.

પૃષ્ઠ ૧૦૪. 'હમે ત્યહાં નાચતા નાગા' ઇત્યાદિ. (કલાપીનો કેકારવ; પૃષ્ઠ ૪૮ 'હમારા રાહ').

'ભેગાં મળ્યાં દશ વીશ સો એક', ઇત્યાદિ

(મણિલાલ દ્વિવેદીકૃત 'આત્મનિમજ્જન'

'પ્રેમજીવન'—(૨)

(કડી ૫ મી પૃષ્ઠ ૨૧૪).

'પ્રેમનો પ્યાલો પીજિયેજી' ઇત્યાદિ.

(મણિલાલ દ્વિવેદીકૃત 'આત્મનિમજ્જન';

'અભેદોર્મિ' (૫); પૃષ્ઠ ૨૪)

પૃષ્ઠ ૧૦૪. છેલ્લો પેરા. ગાનાર યુવતી—સૌ. ભાનુમતી દલપતરામ ત્રિવેદી, જે'ના 'મિસરકુમારી.' નાટકનો ઉપોદ્ઘાત મ્હેં લખ્યોછે તે. વિ. લી. ૬૪.

આરમ્ભ. એ આનન્દપૂર્વક ગૃહસ્થ તે A. F. Maconochie I. C. S. રત્નાગિરિમાં એ કલેકટર હતા તે વખતે મ્હને પોતાની આ વૃત્તિ હેમણે કહેલી.

પૃષ્ઠ ૧૦૬ "The Greatest misfortunes are those" ઇ૦ Times of India માં કેટલાંક વર્ષો ઉપર "Senex" એ સંજ્ઞાથી ચિન્તનપર લેખો આવતા હતા; હેમાંના એક લેખમાં આ વાક્ય હતું. એમ કાંઇક યાદ આવેછે. Senex તે પ્રો. વુડહાઉસ એમ જાણ્યુંછે.

ગંધર્વનગરી–અંગ્રેજીમાં Fata Morgana નામ છે. સાગરકિનારાનાં સ્થળોમાં સન્ધ્યાકાળે ક્ષિતિજમાં–મૃગતૃષ્ણામાં રહેલા ભૌતિક નિયમ જેવા નિયમને લીધે નગર, કિલ્લા, પ્રાણીઓ, ઇત્યાદિ ચિત્રરચના પ્રગટ થાયછે ને જતી રહેછે તે. વેદાન્તના ગ્રન્થોમાં 'ગન્ધર્વનગરી' નું દૃષ્ટાન્ત આપેછે તે જાણીતી વાત છે.

પૃષ્ઠ ૧૦૭. 'ક્ષેમે પછી દુઃખ તે સુખરૂપ બની જાશે ભાઈ.' મ્હારા એક કીર્તનમાં 'દુખનો અચૂક એક કીમિયો બતાવું ભાઈ' એમ શરૂ થતા પદમાંથી આ પંક્તિ લીધીછે. એ પદ નીચે પ્રમાણે છેઃ—

દુખનો અચૂક એક કીમિયો બતાવું ભાઈ!
કીમિયો બતાવું કાંઈ,
બન્ધુઓથી છાનું નાહિં;
શિદને હું છાનું છેક બન્ધુઓથી રાખું કાંઈ?
દુખનો અચૂક૦

(સાખી) હૃદયગુહામાંહિં વસે કીમિયાગર અવધૂત,
જાવ શરણ ત્હેને પરમ યોગી એ અદ્‌ભુત;
યોગી અદ્‌ભુત જડી બુટ્ટી રૂડી દેશે, ભાઈ!
દામ નવ લેશે કાંઈ;
ઓષધિ અમોલ કેરું દામ નવ લેશે કાંઈ;
દુખનો અચૂક૦

(સાખી) શ્રદ્ધા, શાન્તિ, ભેળવી ભેળો મહિં પ્રભુ-પ્રેમ,
ઉરના પુટ માંહિં ભરો, ધરો અગ્નિ પર ક્ષેમ;
ક્ષેમે પછી દુઃખ એ સુખરૂપ બની જાશે ભાઈ!
કુન્દન રૂડું થાશે, ભાઈ!
હીન જે કથીલ ત્હેનું કુન્દન રૂડું થાશે, ભાઈ!
દુખનો અચૂક૦

ઈ. સ. ૧૯૧૪ માં કીર્તન કરેલું; તે અરસામાં આ પદ "વીસમી સદી"ના એક અંકમાં પ્રગટ કર્યું હતું.

પૃ. ૧૧૦. બગીચા સંબન્ધી ગદ્ય કાવ્ય.—આ ગદ્ય કાવ્ય મ્હેંજ ઘડી કાઢીને ગોઠવ્યુછે.

વિ. લી. ૧૫.

પૃષ્ઠ ૧૧૨. પંક્તિ ૨ જો.

આ ગામડું તે ઉત્તર કોનકણ જિલ્લાના દાપોલી તાલૂકાનું હુર્ણાઈ બંદર

પૃષ્ઠ ૧૧૫. પોતે એક સ્થળે સ્થિર હોઈ પોતાને અન્ય સ્થળે અન્ય કૃતિ કરતો જોવો—એ વિરલ અનુભવ મ્હને ઘણીવાર થયોછે. આ અનુભવમા કલ્પનાવ્યાપારની તીવ્રતા મુખ્ય પ્રવર્તક અંશ છે.

વિ. લી. ૧૬.

પૃષ્ઠ ૧૨૨. સ્ત્રીહૃદયની અગમ્યતા, પરબ્રહ્મની અજ્ઞેયતા, પ્રભુ 'હમારા તો એક સ્થળે', 'પ્રેમના તંતમાં સંત ઝાલે';—એ સર્વ ચર્ચા મ્હેં અન્યત્ર ઉપયોગમાં લીધીછે,—ઠક્કર ભાષણોમાંના 'અખો' વિશેના ભાષણમાં—તે જુવો. ('વસન્ત' સં. ૧૯૮૭ ના માઘના અંકમાં પૃ. ૧૩ મે, તથા 'ગ્રન્થ અને ગ્રન્થકાર,' પુ. બીજું (ગુજરાત વ. સો. નું પ્રગટ કરેલું), 'અખો' વિશે વ્યાખ્યાન, પૃષ્ઠ ૧૯૦). આ વિ. લી. નો અંક લખ્યા પૂર્વે મ્હેં ક્યહાં આ પ્રકારે કહેલું છે તે યાદ આવતું નથી.

વિ. લી. ૬૭ આરમ્ભ.

આ નિર્વેદ અને ઉત્સાહના મિશ્રણનાં વચનો બોલનારો પુરુષ કલ્પિત પાત્ર છે; વસ્તુતઃ મ્હારા હૃદયના ભાવોદ્ગારને મૂર્તરૂપ આપવા માટે રચેલું પાત્ર છે.

પૃષ્ઠ ૧૨૫, પં. ૯. अणोरणीयान् ४०

આ વચન કઠોપનિષદ્, વલ્લી ૨, મંત્ર ૨૦—મામાં છે.

પં. છેલ્લેથી ૫—૬. મ્હને કેટલાક લોકો વૃદ્ધબાલ કહેછે.—

"સ્મરણમુકુર"માં હાજી મહમ્મદ વિશેના લેખમાં પૃષ્ઠ ૨૮૭ મે આ બાબત જરાક વિસ્તારીને મ્હેં લખ્યુંછે; ત્યહાં 'વૃદ્ધબાલ'ને બદલે 'મ્હોટા બાળક' એમ વિશેષણ છે.

પૃષ્ઠ ૧૨૬. પં ૧૨. વિસૃષ્ટિ–આ શબ્દનો વિશિષ્ટ અર્થ—'ઉપાદાનમાંથી છૂટી પડી ને બ્હાર પ્રગટેલી ઘટના,'–એમ થાય. नासदीय સૂક્તમાં આ શબ્દ બે વિશિષ્ટ અર્થમાં વપરાયોછેઃ

(૧) को अद्धा वेद × × × कुत आजाता कुत इयं विसृष्टिः ।

(२) इयं विसृष्टिर्यत आबभूव ।

(ઋગ્વેદ, મંડળ ૧૦, સૂક્ત ૧૨૯, ઋચા ૬–૭.)

विसर्जन શબ્દ પણ એ જ અર્થમાં તે સ્થળે વપરાયોછેઃ अर्वाग् देवा अस्य विसर्जनेन (સ્થળ તે જ; ઋચા ૬)

વ્યાકરણમાં विसर्ग, विसर्जनीय, એ સંજ્ઞા છે તે શ્વાસને શબ્દોચ્ચારને અંતે છોડી દેવો એ અર્થ દર્શાવેછે.

विसृष्ट ઉપરથી ગુજરાતી ધાતુ 'વછૂટ' (વું) થયોછે.

જેમ અજ્ઞાત મૂલસ્થાનમાંથી આતશબાજી, ત્હેમાંથી હવાઇયો, છૂટે, તેમ બ્રહ્મરૂપ ઉપાદાનમાંથી અખિલ બ્રહ્માણ્ડની विसृष्टि પ્રગટ થઇ એમ ભાવ પ્રસ્તુત સૂક્તમાં છે.

મૅક્સ મૂલર विसृष्टि શબ્દનો ભાવ માત્ર સૃષ્ટિ એમ જ લેતા જણાયછેઃ "Whence this creation was produced? એટલા જ શબ્દોથી ભાવ દર્શાવેછે.

(History of Ancient Sanskrit Literature p. 290)

પણ એઓએ એક મિત્ર કને કરાવેલા એ જ સૂક્તના પદ્યમય ભાષાન્તરમાં

'Whence this manifold creation sprang' એમ છે; ત્હાં manifold માં विविधा सृष्टिः એમ લીધું જણાયછે, અને 'sprang' શબ્દમાં કાંઇક ઉપાદાનમાંથી છૂટીને નીકળવાનો ભાવ દેખાયછે ખરો. એમ બંને અર્થનો સમન્વય કર્યો લાગેછે.

(એ જ ગ્રન્થનું પૃષ્ઠ ૨૯૧)

સ્વ. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ સં. ૧૯૭૩ ના વૈશાખના 'વસન્ત'ના અંકમાં 'અભ્યાસી' સંજ્ઞાથી કરેલા આ સૂક્તના ભાષાન્તરમાં.

'આ સર્વ સૃષ્ટિ વિવિધ પ્રકટી જ જેથી' એમ અર્થદર્શન કર્યું-છે. એટલે એમાં એઓ પણ વિમાં વિવિધતાનું દર્શન કરતા જણાયછે. એ જ પંક્તિ મ્હારી પ્રતમાં મ્હેં હસ્તાક્ષરથી ફેરવીને

'ને આ વિસૃષ્ટિ સઘળી પ્રકટી જ જેથી' એમ લખ્યુંછે, તે, જાણવામાં, ઉત્તમલાલભાઈની સંમતિ લઈને જ હતું.

સાયણાચાર્ય विसृष्टिः=विविधा सृष्टिः ગણેછે. પણ कुतः कस्मादुपादान-कारणात कस्मात निमित्तकारणात् એમ લેછે.

**પં. ૧૩** સર્જનજૂનું—As old as Creation. એ ભાવ ઉપરથી ન્હાનાલાલ કવિના 'સૃજનજૂનું' શબ્દમાંની વ્યાકરણ દૃષ્ટિએ જણાતી અશુદ્ધિ કાઢીને મ્હેં આ શબ્દ વાપર્યોછે.

**પં. છેલ્લેથી ૭ મી.** तद्दूरे तद्वन्तिके એ વચન ઈશાવાસ્ય ઉપ-નિષદ્‌ના પાંચમા મન્ત્રમાં છે.

આ વચનનું વિસ્તારયુક્ત દર્શન વિ. લી. ૧૮ માં જોવાશે.

**પં. છેલ્લેથી ૫ મી.** 'ભવ્ય ગુલાબી ઉપાસ્યરૂપે પ્રગટ્યા પ્રભુ આ ઠામ!'—વિ. લી. નો આ અંક તા૦ ૨૯—૫—૨૬ ને રોજ લખાયો. ત્હેના ૧૧ દિવસ પૂર્વે 'સફેદ ગુલાબ' નામનો લઘુલેખ ('વસન્ત' ચૈત્ર ૧—૨ સંવત્ ૧૯૮૨ ના અંકમાં) પ્રગટ થયેલો, ત્હેને અન્તે નીચે પ્રમાણે બે પંક્તિઓ હતી ત્હેમાંથી કામ પુરતું રૂપાન્તર કરીને આ પંક્તિ ગોઠવીછે:—

"ખંડિત આશા તણા મન્દિરે નાથ! જુવો ને આસ!
શ્વેત ગુલાબકુસુમરૂપે આ પ્રગટ્યા પ્રભુ એ ઠામ;
હામ પછી શિદને હારો?"

['પ્રગટ્યા પ્રભુ એ ઠામ'નું વળી રૂપાન્તર 'પ્રગટે પ્રભુ એ ઠામ' એમ સંદર્ભ સાચવવાને આ લેખમાં પછીથી બે સ્થળે મ્હેં, હરિકથાના વિષય સૂત્રની પેઠે જ કાંઈક, મૂક્યુંછે.] અને આ બંનેનું જૂનું મૂળ

'વસન્ત' સંવત્ ૧૯૭૩ ના ભાદ્રપદના અંકમાં "હાલની રાષ્ટ્રિય સંચલનની દશા" નામથી મ્હે લખેલા લેખનાં સમાપન વચનોમાં જડશે, અહિં તે યોગ્ય ગોઠવણ બદલીને ઊતારુંછુ:

At last I heard a voice upon the slope
Cry to the summit "Is there any hope?"
To which an answer pealed from that high land,
But in a tongue no man could understand:
And on the glimmering limit far withdrawn
God made Himself an awful rose of dawn."
(Tennyson)

[ વિષમ પર્વત વાટે ચઢતાં પર્વતના ઢોળાવ ઉપર થોભેલો પાન્થ ઉચ્ચ શૃંગ તરફ દૃષ્ટિ કરીને પ્રશ્ન પૂછેછે—"કાંઈ આશાને સ્થાન છે?" અને એ પ્રશ્નનો ઉત્તર ગમ્ભીર ઘોષથી, કોઇ માનવથી ન સમઝાય હેવી ભાષામાં, એ શૃંગ ઉપરથી મળેછે, ( તે આ પાન્થના હૃદયમાં ઊંડો ઊતરી જાયછે; અને દૂર, દૂર, નજર ફેંકતાં જુવેછે તો શું દેખાયછે?:— )

દૂર, દૂર, અતિ દૂર ઝાંખતા દિગન્તમાં જો આમ!
ભવ્ય ગુલાબીઉષાસ્વરૂપે પ્રગટ્યા પ્રભુ એ ઠામ;
હામ પછી ક્યમ હું હારું?]

પૃ૪ ૧૨૭

સર વુલિયમ વૉટસનની પંક્તિયો:

"Raise thou the stone and find me there" ઇત્યાદિ

સિ. ખબરદારની "ભજનિકા" માં "અંધી દુનિયાં" શીર્ષ મથાળાના ગીતમાંનું નીચેનું વચન સરખાવી જવાયછે:

**પૃષ્ઠ ૧૩૬. લીલાનું સંકેલન.—**

વિ. લી. અંક ૧ માં (પૃષ્ઠ ૩ જામાં) ઉતારેલી પંક્તિ:

'લીધી સંકેલી હરિયે વિચારી પ્રબલ નિજ માયા રે'

એ તથા તે અંગે કરેલી પ્રતિજ્ઞા પાળવાનો સમય, વિધિના વિધાનોના કરુણ સંયોગે, આજ આવ્યાથી આ સમાપ્તિલેખ સંક્ષેપમાં મૂક્યું.

સંકેલન.–સંકેલવું એ ગુજરાતી શબ્દ ઉપરથી સંસ્કૃત પ્રત્યય ल्यन લગાડીને આ આભાસસંસ્કૃત રૂપ ઘડવાની છૂટ લીધીછે. 'અર્પણ' કાવ્યમાં એ પ્રસંગ દર્શાવ્યોછે. ૧૯૩૨ ના ૯ મી ઑકટોબરે મ્હારી પુત્રી લવંગિકાનું અવસાન; ૯ મી નૉવ્હેમ્બરે આ સંકેલનલેખ.

**પૃષ્ઠ ૧૩૭. (ઉત્તરાર્ધ)** "એ અનુભવમાં પ્રભુની દયામય યોજના જોવાનું સામર્થ્ય."

देखुं दयानिधि दया सबळे ज ठाम (ઈશ્વર પ્રાર્થનામાળા, અંક ૯ મો); એ પંક્તિનું સ્મરણ થશે. નિત્યના અભ્યાસ પ્રમાણે પ્રાર્થનામાળામાંની પ્રાર્થનાઓ ન્હાતે ન્હાતે મ્હારી પત્ની ગાતી હતી ત્હેમાં આ પંક્તિ મ્હેં સાંભળી, અને અહિ આ રીતે ઉપયોગ મ્હેં કર્યો લવંગિકાના અવસાન પછી થોડાંક અઠવાડિયાની આ વાત.

**પૃષ્ઠ ૧૩૮.**

Soap-bubbles (સાબુના પરપોટા) ઉપરથી ઉપજાવેલી કલ્પનામાં બુદ્‌બુદ રચનારો હું પોતે અને તે આધારે રચાયલું રૂપક, સંકેલન લેખના પૂર્વ ભાગમાંની કાલસિન્ધુના પટ ઉપરના બુદ્‌બુદની કલ્પનાનું રૂપક, એ બે અન્યોન્યવિયુક્ત જ છે; છતાં બંનેમાં વ્યોમમંડળમાં વસેલા તારકત્રયનું દર્શન તે સંયોજક અંશ બનેછે.

**પૃષ્ઠ ૧૩૮.** છેલ્લો પરા–સંકેલનની પૂર્ણાહુતિમાં પ્રિયજનોની આહુતિ–વિ. લી. નો આરમ્ભ ઈ. સ. ૧૯૧૮ ના શુમારમાં અને મ્હારાં બે સંતાનો તે પૂર્વે (૧૯૧૩ તથા ૧૯૧૫ માં) ચાલી ગયાં; છતાં આ પૂર્ણાહુતિમાં ત્રણેની આહુતિ અમી લીધી.



# विवर्तलीला

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | છેલ્લેથી બીજી | ત્તર | ઉત્તર |
| ૨૦ | ફુટનોટ, પં. છેલ્લી | એમ | એમ. |
| ૩૨ | ૫ | ખાળામા | ખોળામાં |
| ૩૩ | ૧૦ | બુાદ્ધગમ્ય | બુદ્ધિગમ્ય |
| ૩૬ | ૧ | સંતાને | સંતાનો |
| ૩૯ | ૧ | દેહમૂ | દેહમૂર્તિ |
| ,, | ૨ | કાલક્રમ | કાલક્રમે |
| ૪૨ | છેલ્લેથી ૩ જી | पश्यती | पश्यति |
| ૫૭ | ૪ | નાસ્તિકતા | નાસ્તિતા |
| ૫૮ | છેલ્લેથી ૪ થી | પસાડેલો | ર્પસાડેલો |
| ૬૫ | ,, | દશન | દર્શન |
| ૭૯ | ૪ | ત્હ્યાં | ત્યહાં |
| ૮૧ | ૬ | નાવ્હેમ્બર | નૉવ્હેમ્બર |
| ૮૨ | ૨ | ગણિયાં | ગર્ણિયાં |
| ૮૫ | ૧ | સર્રસન | સર્રસન |
| ૯૫ | ૮ | દશને | દર્શને |
| ૧૦૦ | છેલ્લેથી ૩ જી | અન્ય | અન્ય |
| ૧૦૩ | છેલ્લેથી ૩ જી | ધસ્રછા | ર્ધસ્રછા |
| ૧૦૬ | ૧૦ | greatest | the greatest |
| ૧૦૭ | ૮ | નોંધ | નાંધ |
| ,, | છેલ્લી | બૅની | બની |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૩ | છેલ્લેથી ૧૦ મી | ઠીંગુ | ઠીંગૂ |
| ૧૨૮ | ફૂટનોટ, પં. ૪ | એ તો | એ તો. |
| ૧૩૮ | ૧૮ | અશ્ર | અશ્રુ |
| ૧૩૯ | છેલ્લેથી ૮ મી | Tinturn | Tintern |
| ૧૫૬ | ૩ | લલિત લાવણ્ય | લલિત, લાવણ્યમય |
| ૧૬૮ | ૧૬ | 'નિવચન' | 'શ્રુતિવચન' |
| ૧૭૦ | ૧૫ | કર્યો | કર્યો. |

---

## ઉમેરો કરવાના

| પૃષ્ઠ | સ્થળ | ઉમેરો |
|---|---|---|
| ૧૬૨ | છેવટના પેરા પછી | 'નૂપુરઝંકાર'માં મ્હેં પોતાને, અન્યદૃષ્ટિથી, 'પ્રૌઢબાળ' કહ્યો છેઃ— |
| ૧૭૦ | છેલ્લા પેરાની પૂર્વે | પૃષ્ઠ ૧૩૮ નાયમાત્મા ૪૦—આ વચન તૃતીય મુણ્ડક ઉપનિષદ્‌માં ખણ્ડ ૨, મન્ત્ર ૪ માં છેઃ— |

માડી તુજ ઉછંગમાં સૂનો રહી સદાય,
પ્રૌઢબાળ હું સ્વપ્નસુખ અનુભવું અદ્‌ભુત કાંઇ.
('મ્હારાં રમકડાં,' કડી ૨૫ મી)

नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात् तपसो वाप्यलिंगात् ।
एतैरुपायैर्यतते यस्तु विद्वांस्तस्यैव आत्मा विशते ब्रह्मधाम ॥

---

